સોસાયટી ગ્રન્થમાળા મણકો ૨.

# હું સાધુ કેમ થયો?



લેખક,

મુનિશ્રી ચિત્તવિજયજી.

પ્રકાશક,

ધી યંગ મેન્સ જૈન સોસાયટી

ઑફ ગુજરાત—અમદાવાદ.

સને ૧૯૨૮.



વીનીમભાગી વર્કસ

સોસાયટી-ગ્રંથાવલિઃ મણકો-૨.

# હું સાધુ કેમ થયો?

લેખકઃ

પૂ. મુનિરાજ શ્રી ચિત્તવિજયજી.

( પૂર્વે- શ્રીકાન્ત )

પ્રકાશકઃ

'ધી યંગમેન્સ જૈન સોસાયટી ઑફ ગુજરાત' તરફથી

વાડીલાલ મોહોકમલાલ શાહ, બી. એ. ઓનર્સ.

ચંદુલાલ પ્રેમચંદ શાહ.

માણેકચોક-અમદાવાદ.

મૂલ્યઃ રૂા. ૦-૩-૬ [ પ્રત-૨૦૦૦

( આ પુસ્તકને રખડતું મૂકી આશાતના કરવી નહિ. )

# શ્રી યંગમેન્સ જૈન સોસાયટી ઑફ ગુજરાતના ઉદ્દેશો.

આ સંસ્થાનો જન્મ ૧૯૮૩ ના શ્રાવણ સુદ ૧૫ ને દિવસે થયો છે. એના ઉદ્દેશો નીચે પ્રમાણે:—

(૧) જૈન ધર્મની ઉપર પડતા અયોગ્ય પ્રહારોનો પ્રતિકાર કરવો.

(૨) દરેક ધાર્મિક કાર્યો અને ફરજો અદા કરવામાં અગ્રભાગ લેવો.

(૩) ધર્મની ઉન્નતી થાય તેવાં કાર્યો કરવાં

(૪) જૈન ધર્મને લાગતા દરેક નૈતિક અને સામાજિક પ્રશ્નો પ્રસંગોપાત ચર્ચવા.

(૫) વ્યવહારિક અને ખાસ કરીને ધાર્મિક કેળવણીનો જેમ બને તેમ વધુ ફેલાવો થાય તેવા પ્રયત્નો આદરવા.

(૬) ધર્મચુસ્ત ઉપદેશકોને બોલાવી ધાર્મિક વિષયો ઉપર વ્યાખ્યાન અપાવરાવવાં અને સંસ્થાની અંદર અંદર પણ તેવાં ભાષણો પ્રસંગોપાત રાખી ધર્મના પરિણામોને વધુ ઉત્તેજિત કરવા.

શ્રી વીર-શાસન પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ રતિલાલ કેશવલાલે છાપ્યું. હાજાપટેલની પોળ—અમદાવાદ.

# પુષ્પાંજલિને અંગે.

ધર્મપ્રેમી પાઠકોના કર—કમલમાં આ પુષ્પાંજલિ સમર્પતાં અમોને ઘણોજ આહ્લાદ થાય છે. અમારી પ્રકાશનાવલિનું આ દ્વિતીય પુષ્પ છે. આજ પુસ્તકમાં અન્યત્ર અપાએલા આ સંસ્થાના ઉદ્દેશો ને કાર્ય—પદ્ધતિને લગતી ટુંક વિગતો ઉપરથી વાંચક—વૃંદ સ્હેજે સમજી શકશે કે, અમારો ઉદ્દેશ જૈન સમાજની સાચી સેવા બજાવવાનો છે. અને તે નિમિત્તે નિર્ણિત કરેલાં અનેક પ્રકારનાં કાર્ય ક્ષેત્રોમાં આ પણ અમારૂં કાર્યક્ષેત્ર છે. અમો માનીએ છીએ કે સમાજમાં જે સાહિત્ય વ્હેંચાય ને વંચાય, તે સાહિત્યમાં શિષ્ટતા હોવીજ જોઇએ. સાહિત્ય, એ માનસિક આહાર છે અને તે જેટલું બગડેલું પ્રચાર પામે તેટલોજ સમાજમાં સડો વધતો જાય. એટલે આ સંસ્થાની ઇચ્છા છે કે—ભલે થોડું પણ બને તેટલું સુન્દર અને સંગીન—સાહિત્ય પ્રચારવું. પર્યુષણ પ્રસંગે અમોએ એક ન્હાનકડી ટ્રેકટ બહાર પાડી હતી જેનું નામ છે—" પર્યુષણ પર્વ કેમ ઉજવશો ? ". ' હું સાધુ કેમ થયો ? ' આ અમારૂં બીજું પુષ્પ છે. આ ઉપરથી વાંચક જોઈ શકશે કે, અમો અમારા કાર્યક્ષેત્રમાં કેટલી સફળતા પૂર્વક આગળ વધતા જઇએ છીએ.

હવે કેટલુંક પ્રસ્તુત પુસ્તક અને તેના લેખક શ્રી સંબંધી વિચારીએ. આ પુસ્તકના લેખક છે–' પૂજ્ય મુનિરાજ શ્રી ચિત્તવિજયજી', જેઓએ બહુ જ ટુંક કાળ પૂર્વે પરમ પૂનિત પ્રવજ્યા માર્ગ અંગિકાર કર્યો છે. તેઓ તે પૂર્વે "શ્રીકાન્ત" ના નામથી 'જૈન સમાજમાં જાણીતા હતા. તેઓનું મૂળ નામ શ્રીયુત ચીમનલાલ નાથાલાલ શાહ હતું પરન્તુ તેઓ જ્યારે જાહેર–પત્રોમાં લખતા ત્યારે "શ્રીકાન્ત" કે 'શ્રીપતિ' ની સંજ્ઞાથી જ લોકો તેમને ઓળખતા. તેઓએ કેટલોક કાળ મુંબઇમાં નિર્ગમન કરેલો તે દરમ્યાન તેમણે કેટલોક સમય સુધી સુપ્રસિદ્ધ "મુંબઇ **સમાચાર**" પત્રમાં "**જૈન જગત્**" ના હેડીંગથી દર અઠવાડીયે લેખો લખ્યા હતા અને આ લેખોનો ધર્મી તેમજ યુવક સમાજમાં પણ સારો આદર થયો હતો. બીજાં પત્રોમાં પણ તેમણે પ્રસંગોપાત લેખો લખ્યા હતા.

આ લેખોમાં રહેલી ઉંડી ધાર્મિકતા અને સંસ્કારિતાના કારણે અત્રેના વીર ધર્મનો સાચો ઢંઢેરો ફેલાવતા 'વીર–શાસન' પત્રની ઑફીસે ઉક્ત લેખકને આવકાર આપ્યો. 'વીર–શાસન' ના પત્રકારિત્વની લગામ તેમના હાથમાં રહી તે દરમ્યાન લેખન અને જાહેર–ભાષણોથી તેમની મુંબઇમાં વિશેષ ઘડાએલી લેખનશક્તિ અને વક્તૃતાને ઘણું નવું બળ મળ્યું. વધુમાં વિશેષતયા ધાર્મિક જીવન

સંબંધી જ લેખો લખવાનું હોઇ, તેમાં તેઓ ઓતપ્રોત થતાં ગયા. તેમના ધાર્મિક સંસ્કારો વિશેષ સબળ થયા. ત્યારબાદ અમુક સંયોગો વચ્ચે તેઓએ 'વીર–શાસન' પત્રની ઓફીસ છોડી અને સુરત ગયા. ત્યાં તેમની જૈન વિદ્યાશાળામાં ધાર્મિક શીક્ષક અને જૈન બોર્ડીંગમાં ગૃહપતિ (Superintendent) તરીકેની નિમણુંક થઇ. અત્રે પણ તેમણે કેટલાક ખાસ વિશિષ્ટ ગુણો અને વાતચીત તથા વકતૃતાની છટાથી અન્યોમાં સારી છાપ પાડી અને સૌને પોતા તરફ આકર્ષ્યા. આ પછીથી તેમણે સુરતમાંજ વૈશાખ શુદ–૩: વીર સં. ૨૪૫૩ઃ વિ. સં. ૧૯૮૩: માં શ્રીમતી ભાગવતિ દીક્ષા અંગિકાર કરી 'ચીમનલાલને' બદલે શ્રી 'ચિત્તવિજય'જી નામ ધારણ કર્યું. દીક્ષાની ભાવના કેમ થઇ, કેમ પોષાઈ અને તેમના હૃદય ઉપર કોની જબર અસર પડી, તે બધું લેખકે પોતેજ પોતાની રસિક શૈલિમાં "નિમિત્ત નિર્દેશ" નામક પ્રસ્તાવનામાં કહ્યું છે, જે અત્યન્ત આનન્દદાયક અને બોધક છે. વાંચકોનું એ તરફ ખાસ લક્ષ ખેંચીએ છીએ.

આ પુસ્તકના સંબંધમાં ખાસ કહેવા જેવું કાંઈ જ નથી. પુસ્તક લખાવાના નિમિત્તનો નિર્દેશ લેખકે પોતે જ કરેલ છે. આ પુસ્તક બહુ જ ઉમદા રીતે લખાએલ છે. તેમાં લેખકના જ્ઞાનજન્ય વૈરાગ્યનું પ્રતિબિમ્બ છે અને

કાળી છાયા છવાઇ ગઈ હતી; કોઈ હજારો રૂપીઆ વેડફી રહ્યું હતું તો કોઈ જાહેર રસ્તા ઉપર ટુકડા રોટલાની દીન યાચના કરી રહ્યું હતું તથા કોઇ દયાળુની મીઠી નજર માટે આતુર બની રહ્યું હતું. આમ છતાંય સુખી ગણાતાઓ પણ એક યા બીજા પ્રયોજને દુઃખી થઈ રહ્યા હતા. હજુ પણ એજ દુનિઆ ! એજ અસન્તોષ ! એજ વિધિની વિચિત્રતા, મ્હારા હૃદયને કમકમાવી રહી છે. હું જોઉં છું કે, તવંગર અને ગરીબ સો આશા અને તૃષ્ણાની અનન્ત દોરીએ લટકી રહ્યાં છે. મૃગલું ઝાંઝવાનાં નીરને પાણીનો સાગર માની ત્હેની પાછળ દોડયેજ જાય પરન્તુ આખર થાકી જમીન પર પછડાઇ પ્રાણ ખુએ તેમ હું જોઈ રહ્યો છું કે, દુનિઆ નશ્વર દેહને માટે અનેક સુખ સામગ્રીઓ એકત્રિત કરવા મથી રહેલ છે. જ્યાં દૃષ્ટિ નાંખો ત્યાં સ્વાર્થની બાજી ખેલાઈ રહી છે. એક જ્હેનું જીવિતવ્ય ઇચ્છે છે, ત્હેનુંજ બીજો મરણ ઇચ્છે છે; એક જ્હેને સંબંધી તરીકે ચાહી રહ્યો છે ત્હેને બીજો દુશ્મનની નજરથી નિહાળી રહ્યો છે. આ સર્વમાં મ્હને દેખાયું કે, સ્નેહના અંકુરા સ્વાર્થના બીજમાંથી ફુટયા છે: બીજ હણાતાં અંકુરા અલોપ થઇ જાય છે અને સ્નેહ જેવી વસ્તુ વિશ્વનાં અનન્ત પરમાણુઓમાં એક રૂપ થઇ જઇને આપણે માટે જાણે અદૃશ્ય સમી બની રહે છે. તેજ સમયે સ્વાર્થગર્ભિત સ્નેહની મનુષ્યને વાસ્તવિક પીછાણ થાય છે.

પૂજ્યપાદ કવિકુલકિરીટ, જૈનરત્ન, વ્યાખ્યાન

વાચસ્પતિ પ્રાતઃસ્મરણીય આચાર્યદેવ



## શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ.

દીક્ષાઃ વિ. સં. ૧૯૫૯. સૂરિપદઃ વિ. સં. ૧૯૮૦

ફીનીક્ષ પ્રી. વર્ક્સ.

પૂજ્યપાદ જૈનરત્ન, વ્યાખ્યાન-વાચસ્પતિ આચાર્યદેવ

શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજીને



# સમર્પણ.

પરમારાધ્ય ગુરૂદેવ !

આ ન્હાનકડું પુસ્તક જે દીક્ષા નિમિત્તે લખાયું છે, તે સમયથી મ્હારી આત્મનૌકાના આપ સુકાની બન્યા છો. સુકાનીનું કૌશલ્ય, એજ નૌકાની સલામતી. મ્હારી જીવનનૌકા હજુ મધ્ય દરીયે આથડી રહી છે. વિવિધ વાવાઝોડાં અને ભયાનક ભેખડોના પ્રાણઘાતક વાતાવરણમાંથી ઉગારી લઈ સાધુજીવનના સુરમ્ય પ્રદેશમાં હું યથાશક્ય ઉન્નત વિહાર કરી શકું-તદર્થે આપ એક કુશળ સુકાની તરીકે મ્હારૂં સંરક્ષણ કરો, એમ ઇચ્છતાં આ ન્હાનકડી પુષ્પ પાંખડી આપના કર-કમળમાં મૂકું છું. સ્વીકારશોને ?

લી. વિનેય ચિત્તવિ.

ની વન્દના.

# નિમિત્ત નિર્દેશ.



પરિવર્તન, એ સંસારનો સ્વભાવ છે. સૃષ્ટિમાં સરજાએલું કોઈ પ્રાણિ કે પદાર્થ એ કુદરતના કાનુનથી પર રહી શકતુંજ નથી. મનુષ્ય શું કે પશુ શું, દેવ શું કે દાનવ શું, અરે, યાવત્ વનસ્પતિને પણ એ અબાધિત નિયમને આધિન થવું પડે છે. ટુંકમાં સંસાર આખોય પરિવર્તનશીલ છે. મ્હારા જીવન ઉપર પણ કુદરતના એ કાનુનની અસર થઈ. મ્હને આગારમાંથી અનગાર થવાની ભાવના ઉદ્ભવી. એ ભાવનાનો અનેક વખત ઉદ્ભવ અને વિલય થયો: બાદ એ ભાવના સફલ નિવડી. પરિણામે ભાવના-સાફલ્ય પછીથી આ પુસ્તક સર્જાયું. ત્હેના નિમિત્તનો નિર્દેશ કરવા અર્થે અત્રે કાંઇક લખવા પ્રેરાઉં છું.

પ્રસ્તુત પુસ્તકના સર્જનના નિમિત્ત રૂપે મ્હારા મિત્રોજ છે. તેઓ કયી રીતે નિમિત્ત રૂપ છે, તે આલેખતાં પૂર્વે મ્હને દીક્ષા ગ્રહણ કરવાની ઇચ્છા કેમ, કયારે અને કયા સંયોગોમાં પ્રગટી, ત્હેનું નિદર્શન કરાવવું અસ્થાને નહિજ લેખાય. બનારસ અને આગ્રાના મ્હારા અભ્યાસ દરમ્યાન મ્હને દીક્ષા ગ્રહણ કરવાની ઇચ્છા થઇ. તે સમયે વૈરાગ્ય કે સંવેગની ઝાઝી સમજ ન હતી. માત્ર એટલુંજ સમજાતું કે, સંસાર ઉપાધિમય છે, કર્માધિન સુખ-દુઃખ ભોગવવાં પડે છે અને જો દૃઢતા પૂર્વક સંયમી જીવનનો નિર્વાહ કર્યો હોય તો સંસારના પરિભ્રમણથી મુક્ત થવાય છે. પરન્તુ આ સમયે ભોગોપભોગો પ્રત્યે ઉદાસિનતા કે વિરક્તતા ન હતી. એ સમય વિચારોમાંજ વહી ગયો. ઇચ્છાઓ દબાઇ ગઈ અને અધ્યયન છોડીને આજીવિકાના ઉત્પાદન પ્રતિ વળવું પડયું.

પરન્તુ એ બીજ નષ્ટ થઇ ગયું નહોતું. આજીવિકાના ઉત્પાદનમાં જેમ જેમ આપત્તિઓનો અનુભવ થતો ગયો તેમ તેમ વૈરાગ્ય-વૃત્તિ વિશેષ પ્રદિપ્ત થતી ગઇ. અને તે અર્થોપાર્જનની અશક્તિ કે પરિશ્રમની કાયરતાથી નહિ. કિન્તુ એજ વિચારથી કે, કર્મપ્રાબલ્યના કારણે આ આપત્તિઓ આવી નડે છે—જો એકજ જીવન ત્યાગમાં મસ્ત

બની ગુજારવામાં આવે તો અનંત ભવો સુધીની આવી કર્મજન્ય આપદાઓ મટી જાય. તે પછીથી કર્મવશ માન્દગી અને બેકારીમાં લગભગ દોઢ વર્ષ વિતાવવું પડ્યું. છેલ્લા કેટલાક મહિનાઓમાં જાહેર–પત્રોમાં લખવું શરૂ કર્યું અને પરિણામે શ્રી *'વીર–શાસન' અને 'હું' એક બન્યા.

પછી તો પૂછવુંજ શું? 'વીરશાસન' પત્ર એટલે ત્યાગમાર્ગનું એકાન્તે પ્રતિપાદન કરનારૂં વાજીંત્ર. ત્યાગ કે દીક્ષા, શાસ્ત્ર કે પ્રભૂક્ત પ્રવચનના વિરોધીઓ કે દ્રોહીઓ પ્રત્યે એને મોરચા માંડવા પડે. એનું એજ કર્ત્તવ્ય અને લક્ષ્યબિન્દુ! આ સંયોગોમાં મ્હારે હાથે દીક્ષા વિરૂદ્ધની દલીલોનો ઉત્તર અપાયો. તે સમયે મ્હને લાગ્યું કે, હું બહુજ પામરદશા અનુભવી રહ્યો છું. હૃદય ને કલમ ત્યાગ–માર્ગે ઝુકી રહ્યાં હતાં ત્યારે મ્હારૂં જીવન વિલાસો તરફ વળી રહ્યું હતું. છુટા હાથે ખર્ચ કરવાને ટેવાઇ ગયેલો હોઇ હું વિશેષ પામર બની ગયો હતો અને ઉડાઉ ખર્ચા માટે હું ઠીક ઠીક કમાણી પણ મેળવી શકતો એટલે એ વિષયમાં બેફીકર હતો. આમ છતાંય જ્યારે અને ત્યારે જીગરમાં ડંખતું કે, 'પામર આત્મા! ઉઠ, જો, તપાસ, તું ભૂલી રહ્યો

* ઠેકાણું—હાજાપટેલની પોળ, અમદાવાદ: ભેટ બુક સાથે વાર્ષિક લવાજમ રૂા.૫–૯–૦

છે. ચિંતામણિ રત્નનો ઉપયોગ કાચના ટુકડાની માફક કરી રહ્યો છે. એની ખરી કીંમત સમજવા છતાંય તૂં દરિદ્ર બની રહ્યો છે. આવા આવા ભણકારા ઘણી વખતે સાગરનાં મોજાંની માફક મનમાં આવતા અને વિલાસોની ભેખડમાં અથડાઇને પાછા પડતા.

પાછા પડતાં પડતાં પણ એ હૃદયમાં કાંઇક ઉદાસિનતા ઉત્પન્ન કરાવી જતા, ઘડીભર માટે હૃદય વાસનાઓથી વિરક્ત બનતું અને પશ્ચાતાપથી હૃદયમાં ભઠ્ઠી ભભૂકી ઉઠતી. પરન્તુ મોહનું પૂર પુનઃ ત્હેના ઉપર છંટાતું અને એ પ્રજ્વલિત અગ્નિ પણ બુઝાઈ જતો. આવા અનેક પ્રસંગોએ આત્મ-નિર્ણય થઇ ચૂકયો હતો કે, એક દિવસ અવશ્ય ત્યાગી થવું છે. એક તરફ જ્યારે આ ભાવનાની પ્રબલતા વધતી જતી હતી ત્યારે બીજી તરફ લગ્નની ઇચ્છા અને તૈયારી ચાલતી હતી. અચાનક કેટલાંક કારણસર હું અને વીર-શાસન સંબંધ–મુક્ત થયા. ભલે હું 'વીરશાસન'ની ઓફીસથી મુક્ત થયો તો પણ કેટલીક વિચાર–વિરૂદ્ધતા છતાં તે ત્યાગમાર્ગનું પ્રતિપાદક અને હું ત્યાગનો ચાહક હોઇ અમ્હારા વચ્ચે એકતા જારી રહી.

પરણવાની ઇચ્છાઓ હતી ત્યાંસુધી કાંઇ ખાસ વિશેષતા જેવું ન બન્યું. અને કાંઇક જીવનમાં પુનઃ શિથિલતા

પ્રવેશી. થોડો વખત ભોગ ભોગવી લેવાનું મન થયું અને તે માટે ઝંખના થવા લાગી. સંયોગોએ સાનુકૂળતા અર્પી અને મ્હારૂં લગ્ન આજ વર્ષે થશે, એમ મ્હને ચોક્કસ લાગ્યું. આ સમયે હું સુરતની જૈન બોર્ડીંગમાં ગૃહપતિ હતો અને અહિં પણ કોઇ કોઇ સમયે ત્યાગી થવાની લ્હેરો આવી જતી. પરન્તુ આનન્દ, ઉપભોગ, મોજમજાહ અને મનોનિગ્રહના અભાવે એ લ્હેરો સમુદ્રને ક્ષુબ્ધ કરવાને બદલે સમુદ્રની શાન્તિમાં વિલીન થઇ જતી. એટલે હું દ્વિમાર્ગી જીવન વિતાવી રહ્યો હતો. જીગર ચાહતું કે ત્યાગી થવું છે, મોહ રૂપી સેતાન હૃદય પાસે કહેવડાવતો કે, પરણવું છે. મોહ અને ત્યાગભાવના વચ્ચે યુદ્ધ ચાલ્યું. કેટલીક વખત તો હું કર્ત્તવ્યમૂઢ બની જતો.

પરન્તુ સમય એવો આવી લાગ્યો કે મ્હારે 'લગ્ન કે દીક્ષા' બેમાંથી એક માટે નિર્ણય કરી લેવો જોઇએ. મ્હારી ચક્ષુઓ સમક્ષ બે જાતની સૃષ્ટિઓ ખડી થઇ. એક પ્રદેશ પ્રથમ તકેજ નયનોને લોભાવે ત્હેવો હતો. વૈભવ અને વિલાસ ત્યાં પાથરી દેવામાં આવ્યા હતા. પણ ત્હેની પાછળ ઉંડી ખાઇ હતી. દૃષ્ટિપથ વિસ્તારતાં એ ભયંકર ખાઈ દેખાઇ અને હૃદય કમકમી ગયું. વિલાસોની સાથેજ જોડા-

—શ્રી ચિત્તવિજયજી.

એલી એ દુઃખમથી ખાડી જોઇને ત્યાંથી હૃદય વિરક્ત બન્યું અને બીજી સૃષ્ટિ તરફ ત્હેની દૃષ્ટિ ફરી. બીજી સૃષ્ટિમાં રસ્તે રસ્તે અને પગલે પગલે કાંટા ને કાંકરા વેરાયા હતા. નિર્બલ મનુષ્ય જોતાંજ ગભરાટમાં પડી જાય તેમ હતું; પરન્તુ ત્હેને ઉલ્લંઘીને નિહાળતાં એક એવો રાજમહેલ દેખાયો કે જ્હેની આગળ પૂર્વેની સૃષ્ટિના વિલાસો તુચ્છ ભાસ્યાઃ હવે બેઉ બાજુનું પૃથક્કરણ કરવાનું રહ્યું. આનન્દ જોઇ હૃદય લોભાયું અને ખાઇ જોઈ પાછું પડયું. બીજી સૃષ્ટિની બાબતમાં કાંટા અને કાંકરાભર્યા વિષમ માર્ગમાં પગ મૂકતાં હૃદયે અનેક ગડમથલો અનુભવી છતાંય સુન્દર ભાવિને સાધવાની તીવ્ર ઝંખનામાં એ વિકટ માર્ગ પણ વટાવી જવાશે, એમ ભાસ્યું.

પ્રસંગવશ હૃદયમાં વિવિધ પ્રકારની વિચાર–સરણી પ્રગટી. પામર–દશા ભોગવી રહેલાં સંસારીઓ પ્રત્યે ઉદાસિનતા ઉદ્ભવી. મોહ–વિકળ પ્રાણિઓ કેટલીક વખત કેવું પશુ જીવન ગુજારે છે, એ વસ્તુઓ આંખ સ્હામે આવી. માંસ અને હાડકાં તથા મળમૂત્ર અને રૂધિરથી ભરેલા માત્ર સુન્દર ચામડીવાળા શરીર ઉપર મનુષ્ય શું જોઇને આસક્ત થતો હશે? વિષય વિકારોની ગતિ અનુસાર ઈન્દ્રિયોના અશ્વોને છુટા મૂકી એ ચામડાં ચુંથવામાં મનુષ્યને શી

હ્હેજત આવતી હશે? ક્ષણિક સુખો અને શારીરિક વિલાસોમાં તેઓ કયો આનન્દ અનુભવતા હશે કે જેથી તેઓ એ સુખ અને વિલાસોના પરિણામે આવનારી દુઃખાવલિને છેકજ વિસરી જાય છે તેમજ તે તરફ બેદરકારી દર્શાવે છે? તેઓને સ્વાર્થી સંસારમાં શા માટે રાચવાનું મન થતું હશે કે જેથી ત્હેમને નરકાદિની યાતનાઓ સ્હેવા પ્રત્યે પણ દુર્લક્ષ થાય છે? મરણના આક્રમણની વિસ્મૃતિ કરીને મનુષ્ય કેમ નિશ્ચિન્તપણે સંસારોપભોગોમાં ચકચૂર બની રહેતો હશે? શા માટે તે નહિ વિચારતો હોય કે એક દિવસ તે સંસારને મરજીઆતપણે નહિ છોડે તો ફરજીયાત ત્હેણે છોડવોજ પડશે અને તે દિવસે ત્હેને પોતાનું વિલાસોને અન્તે નજરે ચઢેલું અનિષ્ટ ભાવિ અશ્રુપાત કરાવશે.

પણ એ વિષયમાં વિશેષ ઉતરવું પ્રસ્તુતમાંથી અપ્રાસંગિકમાં ચાલ્યા જવા જેવું છે. માત્ર દર્શાવવાનું એટલુંજ છે કે, એવી વિચાર–સરણિથી મન વિશેષ ઉદ્વિગ્ન બની ગયું. પરણવું, એ ઠીક તો નથીજ એમ લાગ્યું અને મનોનિગ્રહ સાધવાને ભાવના સ્ફુરી. એક ભવ વિલાસમાં ગુમાવી દઇને શા માટે અનંતા ભવો સુધી કર્મજન્ય વિપત્તિઓમાં સબડયા કરવું? આ બધા વિચારોમાં હું હતો તેટલામાં મ્હને 'બુહારી'માં વિરાજતા પૂજ્યપાદ, પ્રાતઃસ્મરણીય,

યોગીશ્વર શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજનાં દર્શને જવાનું બન્યું. તેઓશ્રીમદ્‌ની પ્રભાવક મૂર્તિએ મ્હારા હૃદય ઉપર ઉંડી છાપ પાડી. તેઓશ્રીની તપ્ત કાંચન સમી રંગીલી મુખમુદ્રા અને ત્હેમાં શોભતો તેજ:પુંજ મ્હારે માટે વિશેષ અસરકારક નિવડયો. તે સમયે તેઓ શ્રીમદ્‌ના પટ્ટાલંકાર આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજે મ્હને પૂછયું હતું કે–'કેમ, દીક્ષા લેવી છે ?' મ્હેં એજ ઉત્તર આપ્યો હતો કે, 'આપ એવો વાસક્ષેપ નાખો જેથી તેમજ બને !' વાસક્ષેપ નખાવ્યો અને સુરત આવ્યો.

પરન્તુ મ્હને હવે મ્હારી જીવન-દિશા બદલાતી હોય તેમ ભાસ્યું. એક તરફ મ્હારા તે વખતના પૂ. મામાશ્રી લગ્ન માટે તૈયારીઓ કરી રહ્યા હતા અને વૈશાખ મહીને લગ્ન કરવાને ઇચ્છતા હતા, તેજ સમયે મ્હારો વિચાર દીક્ષિત બનવાને વિશેષ દૃઢ થતો જતો હતો. એટલામાં વળી એક વિશેષ બનાવ બન્યો જેના પરિણામે મ્હેં લગ્ન કરવાનું માંડી વાળ્યું. 'વાંઝ'માં ઉદ્યાપન મહોત્સવ નિમિત્તે પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ પધારેલા અને હું મ્હારા વિદ્યાર્થીઓ સાથે ત્યાં દર્શનાર્થે ગયો. તેજ દિવસે ઉક્ત આચાર્યદેવકૃત શ્રી શાન્તિનાથ પ્રભુની પૂજા ભણાવવામાં આવી હતી. એ

## નિમિત નિર્દેશ.

પૂજાનાં કેટલાંક પદોમાં અત્યુત્તમ રીતે વૈરાગ્યોત્પાદક વાક્યશ્રેણિ યોજવામાં આવી હતી અને ત્હેણે મ્હારા હૃદયને ભેદી નાંખ્યું. આ રહી તે લીટીઓ:—

**દીક્ષા કલ્યાણક: ઢાલ ચોથી, રાગ–આશાવરી.**

દીક્ષા લે સુખકાર, જિણંદવર દીક્ષા લે સુખકાર ॥
ષટખંડ રાજ્ય ક્ષણમાં ત્યાગી, સહસ ચોસઠ છોડી નાર ॥ જિ. ॥૧॥
**તુચ્છ વસ્તુના ત્યાગમાં પણ,** હોવે દીન ગુમાર ॥ જિણંદ. ॥
ધન્ય, એ અદ્‌ભુત ત્યાગી જિણંદને, સ્મરૂં ક્ષણમાં શતવાર ॥
જિણંદવર. ॥ ૨ ॥

* * * *

**કેવળ કલ્યાણક: ઢાલ ત્રીજી (રાગ–માન માયાના કરનારા રે જરી જોને તપાસ તારી કાયા)**

કરમે કુટાયા ભરમે ભુલાયા, નરક નિગોદે રૂલાયા,
કરી મોહમાયા દુઃખે દટાયા, સુખ નહીં લેશ તૂંને પાયારે ॥
છાઈ દુઃખ વાદલકી છાયા: બની કૈસી કરમકી માયારે. છાઈ૦
મોહ કે મદસે હો ચકચૂરા, ન રહા પાપસે અધૂરા,
ક્રૂર કરમ કરી ઝુલે ચેતનજી, લાખ ચોરાશી ઝુલાયારે ॥ છાઈ ॥ ૨ ॥
યહ જગ પાશા, માનો તમાસા, છ સાત દિનકા વાસા,
ક્યોં વહાં ફસતે રંક બિચારે, ઝુઠી યહ સબ બની માયારે ॥ છાઈ૦ ॥૩॥

* * * *

**મોક્ષ કલ્યાણકઃ ઢાલ બીજી (ઓધવજી સંદેશો કહેજો-શ્યામને)**

હે ભવ્યો ! તમે પામી ભવ માનવ તણો,
એળે ન ખોશો બની વિષયમાં ગમાર જો,
વિષય વશથી નરક–નિગોદે દુઃખીયા,
રખડે જ્યાં નહિ દેખે સુખ લગાર જો ।।
જાણી જિન નિર્વાણ સુરેદ્રો આવીયા. ।। ૨ ।।
મનુષ્ય ભવમાં કરણી કરજો એહવી,
જેથી જન્મ જરા મરણો દૂર થાય જો,
મુક્તિ મળે જ્યાં સુખનો પાર ન આવતો,
એવા પદની પ્રાપ્તિ ઝટપટ થાય જો. ।। જાણી૦ ।। ૩ ।।
રોગ નથી જ્યાં શોક નથી મૃત્યુ નથી,
ક્ષુધા પિપાસા કામ કષાય ન હોય જો,
આનંદ આનંદ આનંદ જ્યાં વ્યાપી રહ્યો,
સર્વ સુખોથી સુખ અનન્તુ સોય જો ।। જાણી૦ ।। ૪ ।।[૧]

* * * *

**પૂજા** પૂર્ણ થઇ અને જમી વિદ્યાર્થીઓ સાથે હું સુરત આવ્યો. પરન્તુ મ્હારા હૃદયમાં તો ત્યાગના સૂર ઝણઝણી રહ્યા હતા. ઉક્ત લીટીઓ મ્હારા કાનમાં ગુંજી

૧ '**પ્રભુ પૂજા પ્રકાશ**' માંથીઃ મળવાનું સ્થળ—શ્રી સિદ્ધિવિજયજી જૈન લાયબ્રેરી. મુ. જલાલપુર (જી. સુરત.) કિમ્મત-રૂા. ૦—૬—૦ માત્ર. સાથે 'જિનગુણ મણિમાલા' ભેટ.

રહી હતી. મ્હારા મુખમાંથી પણ પુનઃ પુનઃ એજ શબ્દોનું ઉચ્ચારણ થતું. એકાન્તમાં એજ પૂજા ને એજ લીટીઓ મ્હારા હૃદયમાં રમી રહેતી. બધુંય કામ કરતો પરન્તુ નિરસતાથી. હવે મિત્રોને મળવામાં કે ઉપભોગોનો આસ્વાદ લેવામાં આનન્દ ન હતો. મ્હને લાગતું કે, હું પતિત થયો છું. સાંસારિક વિલાસો ભોગવવામાં મ્હેં મ્હારૂં જીવન ધૂળમેળ કરી દીધું છે. અહા! છેકજ મ્હેં આત્માને વિસારી દીધો છે. અને હજુ તો લગ્નની બેડી બાકી છે! બસ, નથીજ પરણવું. ક્ષણે ક્ષણે જ્યાં નવિન કર્મો બંધાતાં હોય ત્યાં વિલાસ કે આનન્દ–વિહારને અવકાશ જ શાનો હોઇ શકે? પુણ્ય–પ્રકર્ષના પ્રબળ સંયોગે માનવભવ, આર્યકુળ, જૈન ધર્મ અને ધર્મ સાધન–શકિત સાંપડી છે, ત્હેનો દુરૂપયોગ કરી અરે, તું કયી નરકો માટે તૈયાર થઈ રહ્યો છે? અને આ વિચારોમાં મ્હને બાહ્ય જગત્નું જડતા ને સ્વાર્થભર્યું વાતાવરણ મુઝવવા લાગ્યું. અને તે સમયે મ્હને એકજ લત લાગી કે, મ્હારે સાધુ થવું છે–બસ દીક્ષા લેવી છે. જ્યાં અનન્તી વાર નરક–નિગોદનાં દુઃખો વેઠ્યાં છે તો હે આત્મા! ત્હારા શ્રેય માટે તું સંયમનું દુઃખ સહી નહિ શકે? એ દુઃખ સહેવાથી તો ત્હને અપૂર્વ આનન્દ સાંપડશે.

પરન્તુ અત્યાર સુધી વિચારોની સક્રિયતા નહોતી સધાઈ. એટલામાંજ પરમ આરાધ્યદેવ યોગિવર શ્રીમદ્

વિજયકમલસૂરીશ્વરજી મહારાજની ભયંકર પ્રકૃતિના સમાચાર મળ્યા અને હું જલાલપુર ગયો. ત્યાં તેઓ શ્રીમદ્ તેજ દિવસે એટલે કે, વીર. સં. ૨૪૫૩: વિ. સં. ૧૯૮૩: મહા વદ ૬: બુધવારે રાત્રે ક. ૭–૩૫ મી. કાળધર્મ પામ્યા. સંસારની સપાટિ ઉપરથી તેઓશ્રી નામશેષ થઇ ગયા. તે દિવસે મ્હને લાગ્યું કે અહા, આવા મહાત્મા પુરૂષો પણ કાળથી ન બચી શક્યા તો મ્હારા જેવા પામરની શી દશા? મરણ કોને છોડે છે? એક દિવસ સૌને એ યમરાજને આધિન થવુંજ પડે છે. પરન્તુ મરણ, એ જો પ્રકૃતિ છે તો ત્હેનાથી ડરવું શા માટે? એક ઉર્દૂ કવિ કહે છે કે:—

न मुज को दोष दे कोइ, कि डरता था वो मरने से।
वही मरनेसे डरता है, जो पापी या अधर्मी है ॥

તે કહે છે કે, કોઈ મ્હારા ઉપર એ પ્રકારનો આરોપ ન મૂકે કે, હું મરણથી ડરતો હતો કારણ કે તેજ મનુષ્ય મરણથી ડરે છે કે જે પાપી યાતો અધર્મી હોય છે. અને સંસ્કૃતમાં પણ એક સ્થલે કહેલું છે કે–

मृत्यो र्बिभेषि किं मूढ, स च जातं न मुञ्चति ।
अजातं नैव गृह्णाति कुरू यत्नमजन्मनि ॥

અર્થાત્ 'હે મૂઢ! મૃત્યુથી શા માટે ડરે છે? તે જન્મેલાને છોડતું નથી: અને નહિ જન્મેલાને ગ્રહણ કરતું નથી

તો ત્હારો જન્મજ ન થાય, તેવો યત્ન કર !' તથા મ્હને પણ લાગ્યું કે, શા માટે મરણથી ડરવું ? મનુષ્યભવ દ્વારા ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાને દરેક શક્ય પ્રવૃત્તિઓ આદરી હોય તો મરણ સમયે શોક શા માટે ? ચારિત્રયુક્ત જીવન જીવીને શા માટે સમાધિ મરણને માટે તૈયારીઓ ન કરવી ? મરણ સમયે કષ્ટ થાય અને તે સમભાવથી ન વેદાય તો જીવન એળે ગયું કહેવાય. એટલે મરણ સમયે પૂર્ણ સમાધિ સાધી શકાય તદર્થે આત્માએ એવા કષ્ટદાયી પ્રસંગોમાં સમભાવે રહેતાં–રહીને શુભ ધ્યાન ધરતાં શીખવું ઘટે. અને તે માટે અત્યુત્તમ માર્ગ સંયમ છે. આ સાથે મ્હને બીજો વિચાર પણ આવ્યો.

પ્રભાતના સુરમ્ય રંગો પછી સ્વચ્છ અને તપતું આકાશ અને તે પછી અંધકારનું આવાગમન, એ સૃષ્ટિનો સંચલન–નિયમ છે. જીવન પણ એજ નિયમને અનુસરે છે. નિર્દોષ ને બેફીકર બાલજીવન, પછીથી યુવાનીનું જોમ, ત્યારબાદ વૃદ્ધાવસ્થા અને અન્તે મરણ, એ પણ સુનિશ્ચિત છે. વળી મ્હને સેવાની ધગશ છે, સમાજના પ્રશ્નોમાં રસપૂર્વક ભાગ લેવાની કાંક્ષા છે, અને બની શકે તેટલી લેખન કે વકતૃતાથી સેવા કરવી છે. આ ભાવના ક્યારે બર આવી શકે ? ગૃહજીવનની અર્થોપાર્જનની હાડમારીઓ જાણનારાથી છુપું નજ હોય કે, તેવા સમયે બહુજ થોડો

સમય સેવામાં ગાળવાને મળે. એટલે હું એક મ્હારાજ ઉપભોગ પૂરતું મ્હારૂં જીવન વેડફી નાખું, એ મ્હને ખરેજ શરમાવનારૂં છે, એમ કહી શકાય. અને જો મ્હારા એકના આનન્દનો ભોગ આપું તો મ્હને આશા છે કે, હું સમાજ માટે, શાસન પ્રભાવના માટે અને ધર્મ પ્રચારાર્થે કાંઇક—ભલે છેકજ થોડું—પણ કરી તો શકું જ ! અને સમાજની આજે કેવી દુર્દશા થઇ ગઇ છે ? ભાગ્યેજ કોઇ શહેર કે ગામ બાકી હશે કે જ્યાં કોઇ પ્રકારનો ઝઘડોજ ન હોય. અને સામુદાયિક દૃષ્ટિએ પણ સમાજ ક્ષીણ અને છિન્નભિન્ન થઇ ગયો છે નિર્નાયકતા વિશેષપણે વ્યાપતી જાય છે અને બીજું ઘણું ઘણુંય દુઃખદાયક વાતાવરણ આજના સમાજમાં વર્તી રહ્યું છે. આવા પ્રસંગે એકેએક યુવાને અને સમાજપ્રેમીએ પોતાની જાત અને ઉપભોગના ભોગે પણ સમાજ—સેવામાં ઉચિત ફાળો આપવો જોઇએ.જેટલા આ વસ્તુસ્થિતિને સમજ્યા હોય તેટલાએ તો પોતાના કાર્યમાં વળગીજ જવું જોઇએ. અને ટુંક જીવનનો સદુપયોગ કરી લેવો ઘટે. આવા આવા વિચારો પણ મ્હારા મગજમાં તે રાત્રિએ આવ્યા.

પ્રસ્તુત વિચાર—શ્રેણિનો નિર્ણય બીજે દિવસે રાત્રે કરી લીધો. બીજી સ્હવારથી એ સ્વ. સૂરિવરના શબને લગતી અગ્નિદાહને અંગેની ક્રિયાઓ ચાલી અને મધ્યાન્હ સમયે સમારોહપૂર્વક તે કાઢવામાં આવ્યું. નિર્ણિત સ્થળે

અગ્નિદાહ થયો. ત્યારબાદ સાંજના એ સૂરિશ્વરજીના સ્વર્ગારોહણને અંગે મ્હારે એક લેખ તૈયાર કરવો પડ્યો. આ બધોય સમય મ્હારા મનમાં 'દીક્ષા' નાજ વિચાર ઘુમી રહ્યા હતા. એક એક ક્ષણ ભયંકર ભાસતી હતી. પૂર્વકૃત સાંસારિક પ્રવૃત્તિઓ માટે પશ્ચાત્તાપ થઇ રહ્યો હતો. જીવનના થયેલા દુર્વ્યય માટે અત્યન્ત ચિન્તા થતી હતી. સંસારના વ્યામોહમાં ઢંકાયેલાં પડળ ઉઘડી ગયાં હતાં સંસાર એ માત્ર કર્મલીલા છે-ત્હેનું દ્રષ્ય મ્હારી નયનો સમ્મુખ ખડું થયું હતું. ટુંકમાં તે દિવસના ભાવો અને વૈરાગ્ય-વાસના-બધું અવર્ણ્ય હતું. તે દિવસની મ્હારી આંતર્ પરિસ્થિતિનું પ્રતિબિમ્બ, તે પછીના અઠવાડીયાના 'વીરશાસન' ના "સૂરીશ્વરજીનો સ્વર્ગવાસ શું શીખવે છે?" શીર્ષક મ્હારા હાથે લખાએલા અગ્રલેખમાં પડ્યું છે. આવી પરિસ્થિતિમાં રાત્રે હું આચાર્ય મહારાજ શ્રીમદ્ વિજયલબ્ધિ-સૂરીશ્વરજી મહારાજ પાસે આવ્યો. અને કેટલીક પ્રાસંગિક વાતચીત પછીથી મ્હેં નિયમ ગ્રહણ કર્યો કે:—"આજ વર્ષની વૈશાખ શુકલા પૂર્ણિમા સુધીમાં દીક્ષા ન લઉં, તો સર્વથા છ વિગયનો ત્યાગ." આજ મ્હને લાગ્યું કે, એ બુહારી-વાળો આચાર્યદેવનો વાસક્ષેપ ફળ્યો! અસ્તુ.

પ્રકીર્ણ વિષયોના વિવેચનમાં વિશેષ વિસ્તાર થઇ ગયો. કદાચ કોઇને મ્હારૂં લખાણ કાંઇક અસ્થાને પણ ભાસશે. કોઇને એમ પણ લાગશે કે, સાંસારિક વાસનાઓની મ્હારી

અંગત કથા મ્હેં શા માટે આમ જાહેરમાં મૂકી ? પણ આ તો મ્હારી સાચી હૃદય કથા છે. એને છુપાવીને માત્ર હું નિર્વિકાર કિંવા વાસના–રહિત હતો, ત્હેવું જણાવવાનો દંભ જીરવવાને મ્હારૂં હૃદય અસમર્થ છે. હૃદય સમર્થ થાય તો પણ મ્હારી સાધુતા તેમ થવા દે, એમ નથી જ. અને આ નિમિત્ત–નિર્દેશમાં પણ કેટલાક મિત્રોના પ્રશ્નોનો પ્રત્યુત્તર પણ સમાઇ જાય છે. 'અચાનક આ શું ?' એમ ગભરાટથી મ્હારા દીક્ષાના વિચારોથી આશ્ચર્યમુગ્ધ થનારાને આમાંથી ઉત્તર મળે છે. એટલે એ સર્વ દૃષ્ટિએ વિચારતાં મ્હને એજ લાગ્યું છે કે, મ્હારે તે સમયની સાચી મનોદશાનું ચિત્રજ આલેખવું અને તે મ્હેં કર્યું છે.

પચ્ચખાણ–દીક્ષાની બાધા કરીને હું બીજે દિવસે સુરત આવ્યો અને મ્હારૂં સાંસારિક ક્ષેત્ર સંકેલવા માંડયું, સાથે મ્હારા તે સમયના મિત્રોને એ પચ્ચખાણની ખબર આપી. આ સમાચાર બહાર પડતાં મ્હારા ઉપર ટપાલોનો મારો ચાલ્યો અને કેટલાક વિચારક બન્ધુઓએ દીક્ષાને અંગેની દલીલો કરી. સમય ટુંકો અને કાર્યનું બાહુલ્ય એટલે સર્વેને યથોચિત વિસ્તારથી ઉત્તરો ન આપી શકાયા. પરન્તુ તે વખતે મ્હને લાગ્યું કે, આવી દલીલો કેટલોક આજનો યુવાન વર્ગ પણ કરે છે. એટલે તે ભાઇઓને કાંઇ પણ સમજાવી શકાય તો સારૂં, એવા શુભ ઇરાદાથી મ્હેં 'વીર–શાસન' માં આ લેખમાળા ચાલુ કરી. એના સંગ્રહનું આ

## નિમિત્ત નિર્દેશ.

પુસ્તક છે. આ પુસ્તકમાં સમાવેલા વિચારો દીક્ષા ગ્રહણ કરતી સમયે આવેલા જ, એવું કાંઇ નથી. કિન્તુ લેખ લખતી વખતે જે કાંઇ યાદ આવ્યું તે લખાણું છે. કદાચ જુનું વિસરાયું પણ હશે અને નવું ઉમેરાયું પણ હશે. ખેર, આખર હું સાધુ થયો. **વીર સં. ૨૪૫૩: વિ. સં. ૧૯૮૩: વૈશાખ શુકલા તૃતિયાને દિને પૂજ્યપાદ કવિકુલકિરીટ, જૈનરત્ન, વ્યાખ્યાન-વાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજશ્રીને મ્હેં મ્હારી જીવન નૌકાના સુકાની તરીકે સ્વીકાર્યા.** ત્યારબાદ આ લેખમાળા સર્જાઇ. અને હવે એ નિમિત્તનો નિર્દેશ થઈ ગયો હોઇ પૂર્ણ કરવા ઇચ્છું છું.

**પ્રાન્તે**-ઇચ્છું છું કે, વાંચક હંસ-ક્ષીર-નીર ન્યાયે આ પુસ્તકમાંથી પોતાને ઉપયોગી જણાતું તત્ત્વ ગ્રહણ કરી અન્યને છોડી દેશે અને કોઇ સ્થળે સ્ખલના લાગે તો સમજશે કે, સર્વજ્ઞ સિવાય સર્વ અપૂર્ણ છે, ને અપૂર્ણ મનુષ્યની કૃતિ પણ અપૂર્ણ હોય તે સ્વભાવિક છે. તો તેમ સમજી મ્હારી સ્ખલનાઓને ક્ષન્તવ્ય લેખશે અને ઉદાર ચિત્તે મ્હને જણાવશે તો હું ત્હેને સમજવા મથીશ. પ્રેસની પ્રતિકૂલતાને અંગે કેટલેક સ્થલે વાક્યરચના વિચિત્ર બની છે-જે વાંચક સુધારી લેશે, એમ ઇચ્છી વિરમું છું. શાસનદેવ સર્વનું કલ્યાણ કરો!

વીર સં. ૨૪૫૪: વિ. સં. ૧૯૮૪:
માગશર શુદ ૩: રવી.
જલાલપુર (જી. સુરત.)

—**ચિત્તવિજય.**



## વાંચકને—

વિદિત કરવું, ઉચિત ને આવશ્યક લાગે
છે કેઃ ગ્રંથ વાંચનનો પ્રારંભ કરતાં
પૂર્વેજ ગ્રંથ-લેખકની કસાએલી
કલમથી લખાએલ "નિમિત્ત
નિર્દેશ" નામક પ્રસ્તાવના
અવશ્ય વાંચી જાય !

પ્રકાશકઃ



[ ૧ ]

# હું શું સમજ્યો ?





વાંચક! મ્હારી પ્રસ્તાવના ઉપરથી તું કળી શક્યો હશે કે લેખકની દૃષ્ટિ સ્હામે અત્યારે એક પ્રશ્ન પરંપરાઓ ભરી ખડક ખડી છે. એ પ્રશ્ન શ્રેણિનો—એક પછી એકનો આ લેખિનીને ઉત્તર આપવાનો છે. મ્હારા પૂર્વ-મિત્રોએ શ્રમપૂર્વક જે મીઠી નિગાહ અને લાગણીથી મ્હારા હિતચિંતવન નિમિત્તે આ કાર્ય કર્યું છે, તેજ નિગાહ અને લાગણીપૂર્વક આ ઉત્તરો

ત્હેમના હૃદય સમક્ષ ધરી દેવા હું ઉદ્યુક્ત થયો છું. પ્રથમ પ્રશ્ન જે લગભગ સર્વેના પત્રોમાંથી તરી આવે છે, તે એ છે કે 'હું એવું શું સમજ્યો કે જેથી દીક્ષા અંગિકાર કરવા તૈયાર થયો? સાધુત્વની ભિક્ષુક વૃત્તિમાં મ્હેં એવું તે શું ભાળ્યું કે જેથી યુવાનીના આંગણે પગ મૂકતાં દુનિઆના રાજમાર્ગને તરછોડી હું-સ્નેહી સંબંધી વિહોણો-એકલો ચાલી નીકળ્યો? સંસારનો મ્હને એવો તે શો અનુભવ થયો કે જેણે મ્હને સંસારની અસારતા શીખવી? મ્હારામાં એવું તે કયું જ્ઞાન ઉત્પન્ન થયું કે જેના પ્રભાવે ભોગના સમયે મ્હને આ ત્યાગની લત લાગી? બસ, સૌ એજ પૂછતા કે યુવાનીના ભોગવિલાસો, સંસારના ભોગોપભોગો, અને સ્નેહી-સંબંધીના ટોળામાં આનંદ ચમન કરવાની મોજ છોડી મ્હને આ માર્ગમાં કયી સુખશાન્તિ દેખાણી? એક ભાઇનો તો એ જાતનો પણ પ્રશ્ન હતો કે ખીલતું યૌવન, કોમળ દેહ અને સુખની સામગ્રી-જે ગ્રાર્હસ્થ્ય જીવનમાં વધુ ઇષ્ટ અને ઉપયોગી નીવડે છે, ત્હેનો ખ્યાલ છોડી મ્હને આ 'દીક્ષા'નો માર્ગ કેમ અનુકરણીય ભાસ્યો? કોઇને લાગતું કે, કુમળા મગજના છો-કોઇએ ભરમાવ્યા તો નથી ને? તો વળી કોઇ એમ પણ કહેતું કે, કોઇએ ભભૂતી તો નાખી નથી ને? આમ વિવિધ અને વિચિત્ર તર્ક શ્રેણીઓ

કાળી છાયા છવાઇ ગઈ હતી; કોઈ હજારો રૂપીઆ વેડફી રહ્યું હતું તો કોઈ જાહેર રસ્તા ઉપર ટુકડા રોટલાની દીન યાચના કરી રહ્યું હતું તથા કોઇ દયાળુની મીઠી નજર માટે આતુર બની રહ્યું હતું. આમ છતાંય સુખી ગણાતાઓ પણ એક યા બીજા પ્રયોજને દુઃખી થઈ રહ્યા હતા. હજુ પણ એજ દુનિઆ ! એજ અસન્તોષ ! એજ વિધિની વિચિત્રતા, મ્હારા હૃદયને કમકમાવી રહી છે. હું જોઉં છું કે, તવંગર અને ગરીબ સૌ આશા અને તૃષ્ણાની અનન્ત દોરીએ લટકી રહ્યાં છે. મૃગલું ઝાંઝવાનાં નીરને પાણીનો સાગર માની ત્હેની પાછળ દોડયેજ જાય પરન્તુ આખર થાકી જમીન પર પછડાઇ પ્રાણ ખુએ તેમ હું જોઈ રહ્યો છું કે, દુનિઆ નશ્વર દેહને માટે અનેક સુખ સામગ્રીઓ એકત્રિત કરવા મથી રહેલ છે. જ્યાં દૃષ્ટિ નાંખો ત્યાં સ્વાર્થની બાજી ખેલાઈ રહી છે. એક જહેનું જીવિતવ્ય ઇચ્છે છે, ત્હેનુંજ બીજો મરણ ઇચ્છે છે; એક જહેને સંબંધી તરીકે ચાહી રહ્યો છે ત્હેને બીજો દુશ્મનની નજરથી નિહાળી રહ્યો છે. આ સર્વમાં મ્હને દેખાયું કે, સ્નેહના અંકુરા સ્વાર્થના બીજમાંથી ફુટયા છેઃ બીજ હણાતાં અંકુરા અલોપ થઇ જાય છે અને સ્નેહ જેવી વસ્તુ વિશ્વનાં અનન્ત પરમાણુઓમાં એક રૂપ થઇ જઇને આપણે માટે જાણે અદૃશ્ય સમી બની રહે છે. તેજ સમયે સ્વાર્થગર્ભિત સ્નેહની મનુષ્યને વાસ્તવિક પીછાણ થાય છે.

ઉપરાન્ત મ્હેં જોયું કે, કોઈ નિગોદમાં સડી રહ્યા છે તો કોઇ ઇન્દ્રિયોની ઉણપથી દુઃખના પહાડ નીચે ચગદાઈ ગયા છે; કોઈ માનવદેહધારી બન્યા છે તો કોઈ પશુપણું જીવન જીવી રહ્યાં છે; કોઈ દેવત્વનું સુખ અનુભવી રહ્યા છે તો કોઈ નરકાદિમાં રોળાઇ રહ્યા છે; અરે, કોઇ માનવ તરીકે પણ બુદ્ધિના બારદાન બની પાશવિક વૃત્તિઓથી પોતાના જીવનને અધમતાના અન્ત સુધી ખેંચી જતા દેખાય છે. પશુઓમાં પણ કેવો વિચિત્ર સંયોગ છે? એક કુતરૂં માલીકની સીધી દેખરેખ નીચે આનંદપૂર્વક જીવી રહ્યું છે તો બીજા કુતરાને રોટલાનો ટુકડો પણ મુશ્કેલીએ મળે છે. કોઈ મૃગલાને પાળે છે તો કોઇ મૃગલું પારધીની હૃદયભેદક બાણુ વૃષ્ટિનું ભોગ થઇ પડે છે. અર્થાત્ ચોરાશી લાખ જીવાયોનીમાં આ જીવ એક યા બીજા સ્વરૂપે આથડી રહેલ છે. આ સર્વ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે માનવજીવન, એ ઉત્કૃષ્ટ જીવન ગણાવા છતાં પણ જીવોમાં પરસ્પર એક બીજાથી સુખ દુઃખમાં ન્યૂનાધિકય હોય છે. આપણે અનુભવીએ છીએ કે કોઇનો કંઠ એવો કોમળ અને માધુર્યભર્યો હોય છે કે જહેને શ્રવણ કરવાને હજારો જીવો આતુર બની રહે છે, જ્યારે એ પણ જોવાય છે કે કોઈના કંઠમાં એવી મધુરતા યા કોમળતા તો દૂર રહો કિન્તુ સ્વાભાવિક રીતે જે જોઇએ તે

પણ નથી હોતું અને ત્હેનો ગર્દભ કંઠ સર્વને અપ્રિય ભાસે છે. કોઈના અવાજમાં કેવી મીઠાશ અને આકર્ષણ ભર્યાં હોય છે કે જેથી ત્હેના મુખમાંથી ઝરતી શબ્દોની અમૃત-સરિતાનો આસ્વાદ લેવાને સ્હામો જાદુની માફક વિવશ બની જાય છે, જ્યારે કોઈનો અવાજ એટલો બધો કર્કશતાભર્યો હોય છે કે જે બીલકુલ કઠોર ભાસે છે. આમ દુન્યવી કેટલાય પ્રસંગો દૃષ્ટિ પથમાં તરી રહ્યા છે કે જ્યાં જીવોના પરસ્પર વિરોધભાવનાં દર્શન થઇ રહ્યાં છે–જ્યાં વિશ્વનું વૈચિત્ર્ય નજરે ચઢી રહ્યું છે. એ સદ્ભાવ અને અભાવનું યુગલ દુનીઆની પ્રવૃત્તિ અને પરિસ્થિતિ ઉપર દૃષ્ટિપાત કરતાં મ્હારી ચક્ષુએ। સન્મુખ આવી રહ્યું અને આજ મૂળમાંથી મ્હને સંન્યસ્ત જીવન ગુજારવાની વાસના જાગી–જ્હેના પરિણામે આજે હું સાધુવ્રત અંગીકાર કરી આ લેખ લખી રહ્યો છું.

સર્વ કોઇ સ્વીકારે છે કે, દરેકનો આત્મા એક સરખો છે: ત્હેનામાં અનન્ત જ્ઞાન, દર્શન અને ચારિત્ર એકજ સરખા પ્રમાણમાં મૂળ સ્વરૂપમાં છે. આમ છતાંય વિશ્વમાં આ વિચિત્રતા શાથી વ્યાપી રહી છે? એ પ્રથમ પ્રશ્ન છે. આ પ્રશ્નનો ઉકેલ કરવા માટે આપણે આ બધી બનવા પામેલી વસ્તુ–સ્થિતિના ભૂતકાળમાં એક પશ્ચાદૃષ્ટિ ફેંકવી પડશે. આજે દુનિયાનું જે દૃશ્ય આપણી નજરે ચડી રહ્યું છે તે વાસ્તવિક

ભૂતકાળનુંજ પરિણામ છે, અને જે ભૂતકાળ ઉપર આજનો વર્તમાન કાળ રચાયો છે ત્હેનેજ બીજા શબ્દોમાં આપણે કર્મના નામે ઓળખીએ છીએ. જો બધાય આત્માઓ સમ-શક્તિના ધારક છે, દરેકની યોગ્યતા સરખીજ છે અને બધાય આત્મામાં એક સરખું ચૈતન્ય રેડાયું છે તો પછી આપણે વર્તમાનકાળની આ વિલક્ષણતાનો ઉકેલ લાવવા માટે એમ માનવુંજ પડશે, કે દુનીઆંમાં એક એવી શક્તિ અવશ્ય અસ્તિત્વ ધરાવે છે કે જે આત્માઓને સુખ અથવા દુઃખ, આનંદ અથવા શોક, ભોગ યા રોગ વિગેરે પરિસ્થિતિમાં મૂકે છે. આ શક્તિને આપણે કર્મના નામે ઓળખીએ છીએ. જ્યારે જૈનેતરો આ શક્તિને ઈશ્વરના કાર્ય તરીકે ઓળખાવે છે. અત્રે ઇશ્વર દ્વારા જગત્નિર્માણના સંબંધમાં ઉતરવું વિષયાન્તર થતું હોઇ વાંચકે તો એટલુંજ ધ્યાનમાં લઈ લેવાનું છે કે, જૈનધર્મ ઈશ્વરને જગતકર્તા તરીકે સ્વીકારતો નથી તેમજ જીવોની, આપણે ઉપર નિહાળેલી પરિસ્થિતિના વિધાયક તરીકે પણ લેખતો નથી. જૈનધર્મ તો ઉપર બતાવ્યું તેમ એ શક્તિને કર્મના નામે ઓળખે છે. આત્માની સાથે તે કર્મો અનાદિકાળથી સંલગ્ન થયેલ છે. કર્મો સંબંધી જૈન શાસ્ત્રોમાં બહુજ લંબાણથી વિવેચન કરવામાં આવ્યું છે અને ખાસ ત્હેના ગ્રંથો પણ લખાયા છે. ટુંકમાં એટલુંજ કે ‘કોઈ

બાકી તેઓ કબુલ કરે છે કે, આ જગત્માં અનુભવાતી સુખ-દુઃખની વિલક્ષણતા; પૂર્વ-ભવોમાં અને આ ભવમાં પણ પૂર્વે બાંધેલાં-સુકૃત્ય અને દુષ્કૃત્યથી બાંધેલાં-કર્મોથીજ સરજાયેલી છે: એ ન હોય તો એક સરખા મૂળ સ્વરૂપવાળા આત્માઓમાં આવો ભેદ ન હોઇ શકે. આથી વાંચક જોઈ શકશે કે, **જગત્માં અનુભવાતાં સુખ દુઃખઃ એ માત્ર કર્મના વ્યવહાર છે.**

---

પ્રવચન—

હે ચેતન ! સુતી વખતે શાન્ત ચિત્તે વિચાર કર: અહો-રાત્રિના ચોવીશ કલાક ત્હેં વીતાવ્યા. ત્હેમાં ચૈતન્ય સ્વરૂપ આત્મા માટે કેટલું કર્યું અને સડન-પડન-વિધ્વંસન સ્વભાવ-વાળા જડ દેહ માટે કેટલું કર્યું ? આ નફા-ટોટાનો હિસાબ સમજ ને હૃદયમાં ઉતાર ! આટલું આવડયું ને નફો વધા-રતાં શીખ્યો તો દુન્યવી જ્ઞાન ત્હારે માટે તુચ્છ છે.

[ ૨ ]

## કર્માવરણ અને આત્મા.






ત્મા તથા કર્મની સત્તા અને શક્તિનો પૂર્ણ ખ્યાલ આપવા યા મેળવવા માટે ઉંડા અભ્યાસ તથા મનનની અપેક્ષા રહે છે. આધ્યાત્મિક અને તત્ત્વજ્ઞાની જનોનો આ વિષય છે. જ્હેને અગાધ શાસ્ત્રાવબોધ છે, તે મહાત્માઓ આ વિષયને સારી રીતે છણીને સંસારની મોહકતામાં-ક્ષણિકતામાં ભાન ભૂલી બેઠેલા પ્રમાદીજનોને આત્મિક માર્ગે પુરૂષાર્થ ખેડવાનું જોમ ઉત્પન્ન કરાવી શકે છે. હું માનું

છું કે જો કોઈ પણ વ્યક્તિને " કર્માવરણ અને આત્મા " ના વિષયનું સત્ય જ્ઞાન થાય, ત્હેના હૃદયમાં આ વિષય સ્થાન પામે અને જ્યારે એ રીતે ત્હેને સંસાર—એક રંગ-ભૂમિ સમો ભાસે ત્યારે તે કોઇ સામાન્ય માનવતાથી પર સમો બની રહે છે, તેમજ હજારો હૈયાં એના ચરણે ભ-ક્તિભાવે પણ ઝુકી પડે છે. પહેલા લેખમાં આપણે જોઇ ગયા કે, વિશ્વની વિચિત્રતા અને પ્રાણીમાત્રમાં રહેલી સુખ-દુઃખની ભિન્નતાનું મૂખ્ય કારણ કર્મો છે કે જહેને જૈને-તરો પ્રારબ્ધ નામથી ઓળખે છે. કર્મો, એ તો પૂર્વ કાળમાં આપણે સેવેલાં આચરણોનુજ પરિણામ છે, એ આપણે જોઇ ગયા. પરન્તુ માત્ર કર્મોજ સમસ્ત પ્રાણીજીવનના વિધાયક નથી. પ્રાણીમાત્રને અનુભવવી પડતી સુખ—દુઃખની માત્રાઓ માત્ર કર્મનેજ અવલંબીને હોતી નથી; પરન્તુ ત્હેમાં નિમિ-ત્તાદિ બીજાં ચાર કારણોના ઉદયની પણ પૂરી અપેક્ષા રહે છે આ પાંચનો સંયોગ થાય ત્યારેજ ભૂતકાલમાં અનુભવેલી, ભાવિમાં અનુભવાનારી, અને વર્તમાનમાં અનુભવાતી પરિસ્થિતિ અસ્તિત્વમાં આવી શકે છે. આમ માનવાને અ-નેક કારણ છે: જો માત્ર કર્મોનેજ આપણાં સુખદુઃખના સૃષ્ટાઓ અને [illegible] ભાવિ જીવનનાં વિધાયકો માનવામાં આ[illegible] તો આ[illegible]ક—[illegible]ક્તનો પ્રશ્ન ઉડી જશે, દુનિઆમાં

કરણીય કિંવા અકરણીયના વિવેકને સ્થાન નહિ રહે અને આત્મા કોઇક દિવસ પણ કર્મદળને ચૂરી મુક્તિવધૂને વરશે, એ માન્યતાજ અકારણ નિવડશે. આ ઉપરાન્ત પ્રાણીમાત્રના ભૂતકાલ અને ભાવિકાલનાં વિધાન અને સર્જન વચ્ચે પણ એક વિરૂદ્ધતા ઉભી થશે, જે તપાસીએ.

જો કર્મોજ માત્ર આપણાં સુખદુઃખનાં સરજનહાર છે તો પછી આત્મા એને આધિનજ છે, એમ કહી શકાય. એક તરફ આત્માને જ્યારે આપણે કર્મોના ઉત્પાદક, ભોક્તા અને ઉચ્છેદક માનીએ છીએ તો આ માન્યતાથી તે પણ અન્યથા નિવડે છે. અને કર્મોજ જ્યારે આપણા ભૂતજીવનનો બદલો આપી ભાવિજીવનને ઘડનારાં છે તો આપણે ધર્મ જેવી વસ્તુનો વિચારજ કરવાનો રહેતો નથી. દરેકમાં એકજ વાતે સંતોષ માનવાનો, કે વિધિના લેખ જેમ લખાયા હશે તેમ બનશે અને તેથી મનુષ્યે પાપભીરૂ બની, સત્યાસત્યનો વિવેક કરી, તેમજ દુષ્ટ કાર્યોને પરિહરી, દયામય જીવન ગુજારવાનો વિચાર કરવોજ અસ્થાને લેખાશે. અને જ્યારે આમજ બને ત્યારે 'કર્મોનો નાશ અને મુક્તિનો નિવાસ'ની કલ્પના, માત્ર હવાઇ કિલ્લા સમી ભાસે છે. ઉપરાન્ત કર્મોને જ્યારે આપણે 'પૂર્વકાળમાં આત્માએ સેવેલાં આચરણોના પરિણામ' રૂપ લેખીએ છીએ: ત્યારે આમ એકાન્તે માનતાં તો

દરેક પ્રાણિનું ભાવિજીવન માત્ર કર્મોજ ઘડી કાઢે છે, એ માન્યતાની એક પ્રકારની વિચિત્રતા ઉભી થશે: પરન્તુ આપણે માત્ર કર્મોનેજ આપણાં સુખદુ:ખનાં વિધાયક કે સરજનહાર માની શકતા નથી. એ માનવામાં અનેક અડચણો અને અથડામણો ખડી થાય છે. આથી 'સુખ દુઃખ: કર્મના વ્યવહાર' સમજ્યા બાદ મ્હેં વિચાર કર્યો કે, કેટલે અંશે કર્મોની સત્તા આત્મા ઉપર ચાલી શકે છે અને કર્મોની સબલ જંઝીરોને પણ આત્મા પોતાના ઓજસ્થી કયી રીતે ગાળી નાખી શકે છે. મ્હને લાગ્યું કે, જો કર્મો જ માત્ર આપણી જીવન-દિશા ચીંધનારાં નાયક અને પ્રવૃત્તિની દોરી ખેંચનારાં મદારી છે, તેમજ ત્હેની આગલ આપણે માંકડાની માફક રમવાનું છે—એમ માનીએ તો પૂર્વે બાંધેલાં કર્મો ઉપરજ નૂતન કર્મસૃષ્ટિનાં મંડાણ થવાનાં તથા અનન્તકાળના ભાવિ પછી પણ આપણા આત્મજીવનની સુખદુ:ખ–શ્રેણિની આજના જેવીજ એકધારી શ્રૃંખલા બંધાઈ રહેવાની ! પરિણામ એ આવે કે આત્મા માત્ર કર્મોના હાથનું રમકડું બની રહે તથા અધોગામી બનેલો આજનો આત્મા, અનન્તકાલના અન્તર પછી પણ આત્મિકતાના અરૂણોદયનું દશ્ય જોવા સરખો પણ ભાગ્યશાલી ન નિવડી શકે. જ્યારે પૂર્વના પૂણ્યોદયે આજે સુસ્થિતિમાં મૂકાએલા આત્માનું જીવન ભાવિજીવન વધુ ને વધુ ઉચ્ચ-

તમ બનતું જાય. વળી એ પણ એક વિચારણીય પ્રશ્ન છે કે, જો જીવનકાળના ટુંક અસ્તિત્વમાં અનુભવાતાં સુખ–દુઃખના તડકા–છાંયડા, એ માત્ર કર્મોનેજ આભારી હોય અને કર્મોનીજ પ્રબલ સત્તા જો આત્મા ઉપર પ્રવર્તતી હોય તેમજ કર્મોજ માત્ર આત્માનાં નિયંતા હોય તો પ્રથમ-થીજ આત્મા દુષ્કર્મો યા સત્કર્મોથી આવૃત્ત કેમ બન્યો ?

અનેક ગુંચ અને સમસ્યાભરી આ વિચારશ્રેણિનો અન્ત ઉપર દર્શાવ્યું તેમ પાંચ કારણોનો સ્વીકાર કરીને લાવી શકાય છે. આત્મા, એક અનન્ત દર્શન–અનન્ત જ્ઞાન અને અનન્ત ચારિત્રસંપન્ન તત્ત્વ છે. ત્હેનું મૂળ સ્વરૂપ સચ્ચિદાનંદ-મય છે. ત્હેનામાં અનન્ત શક્તિ છે. દુનિઆના સમસ્ત પ્રાણીવર્ગમાં તે રહેલો છે. આત્માને આવો માનીએ તો પણ એક ગુંચ ઉકેલવી બાકી રહે છે: મનુષ્યબુદ્ધિ સ્હેજે તર્ક દોડાવી શકે કે, ' અનન્ત જ્ઞાન, દર્શન અને ચારિત્રની રત્નત્રયીયુક્ત આત્માએ કર્મો કેમ બાંધ્યા ? શરૂઆતમાંજ એણે ચેતવું જોઈતું હતું ! ' આનો નિર્ણય પ્રથમ કરી લઇએ. જૈન શાસ્ત્રકારો જગત્‌ને અનાદિ અનન્ત માને છે: ઇશ્વર યા કોઈ પણ વ્યક્તિને ત્હેના સૃષ્ટા તરીકે માનતા નથી. અને જગત્ કોઇ કાળે પણ આત્મા વિના ખાલી હોઈ શકતું નથી. અને આ રીતિથી જગત્‌ને અનાદિ માનવા સાથે આપણે આ-

ત્માને પણ અનાદિ માનવોજ રહ્યો. તેમજ એ પણ સુનિશ્ચિત છે કે, આત્મા સાથે કર્મો હોય ત્યાં સુધીજ તે આત્મા સંસારમાં હોઈ શકે એટલે તે કારણે કર્મોને પણ અનાદિ તરીકેજ સ્વીકારવાં પડશે. અર્થાત્ જગત્‌નો વ્યવહાર કુવામાંથી પાણી કાઢવાની ઘટમાળની માફક ચાલ્યા કરે છે. જો આત્માની શરૂઆત માનવામાં આવે તો આત્મિકતાનું મૂળ સ્વરૂપ જે આપણે માનીએ છીએ. ત્હેને ફેરવવું પડશે: કારણકે રત્નત્રયીયુક્ત આત્મા કોઇ વખતે નિર્લેપ થવા પછી કર્મબંધ કરેજ નહિ એટલે જગત્‌ની આદિ નથી તેમ આત્મા અને કર્મ પણ અનાદિકાલથી પરસ્પંર ' સુવર્ણકણ અને માટી ' ની માફક ભળી ગયાં છે: તેમજ જેમ માટી દૂર થતાં સુવર્ણ પોતાની વાસ્તવિક સ્થિતિએ પહોંચે છે તેમ આત્મા પણ કર્મમૃતિકાનો નાશ થયે મુક્તિના શાશ્વતા ધામમાં પહોંચી જાય છે. કહેવાનું તાત્પર્ય એટલુંજ કે, અત્યારે આત્મા એક કર્મને છોડતો જાય છે, તો અનેક નૂતન કર્મોનો બંધ પડતો જાય છે. આથી કર્મની પરંપરાઓ વધતી જાય છે. જેમ એક સ્ટીમરમાં મ્હોટું ગાબડું પડે અને દરીઆનું પાણી અંદર આવતું જાય ત્યારે બાલ્ટી આદિ સાધનો દ્વારા ખલાશીઓ પાણીને પાછું દરીઆમાં ફેંકતા જાય છતાં પણ જો જલાગમનનો વેગ ભારી હોય અને પાછું કાઢવાની તેટલીજ શક્તિનો ઉપયોગ ન કરવામાં આવે તો સ્ટીમર થોડાજ

કાલમાં બહુજ ભયભરી સ્થિતિમાં આવી પડે છેઃ કદાચ કાલાન્તરે ડુબી પણ જાય છેઃ તેમ આત્મનૌકામાં કર્મજલ ભરાતું જાય છે. આપણે પ્રમાદી બની થોડું થોડું અને ધીમે ધીમે એ કર્મજલને ઉલેચીએ છીએ પરન્તુ તે દરમ્યાન કર્મજલનું પૂર જોસ આપણી આત્મનૌકાને વધુને વધુ ગંભીર તથા ભયભીત સ્થિતિમાં મૂકતું જાય છે, તે છેકજ વીસરી જઈએ છીએ. આજ કારણ છે કે, આપણો આત્મા મૂલ સ્વરૂપે સચ્ચિદાનંદમય હોવા છતાં પણ અનાદિકાળથી આ સંસારચક્રની ચોરાશી લાખ જીવાયોનીમાં ભટકી રહ્યો છે તેમજ એજ કારણે કર્મોનો નાશ થઈને આત્માના આ જન્મ, જરા, મૃત્યુમય પરિભ્રમણનો ક્યારે અન્ત આવશે, તે પણ કહી શકાતું નથી.

ઉપર આપણે ' આત્મા અને કર્મો ' નો સંબંધ ટુંકમાં જોઇ ગયાઃ હવે આપણે ' સુખદુઃખ—કર્મના વ્યવહાર ' અને ' કર્મો નહિ કિન્તુ આત્મા પોતેજ કર્મોનો ઉત્પાદક તેમજ ઉચ્છેદક છે' એ ઉભય સંત્યોની પરસ્પર વિરૂદ્ધ દેખાતી સમસ્યાનો ઉકેલ કરીએ. સુખદુઃખ--કર્મના વ્યવહાર છે, એ તદ્દન સાચું ! કર્મોએ આત્મપ્રકાશને ઢાંકી દીધો છે, એ પણ તદ્દન સાચું ! આત્મા કર્માવરણથી મૂળ સ્થિતિ ભૂલી યત્રતત્ર મુંઝાઇ રહ્યો છે, તે પણ સાચું !

તેમજ કર્મો આત્મિક પ્રવૃત્તિને દાબી દઈ શકે છે—નષ્ટ કરી શકે છે, તે પણ સાચું ! ! ! જ્યારે વિરૂદ્ધતામાં જે આત્માએ કર્મ બાંધ્યાં છે, ભોગવે છે, અને કર્મોથી મુંઝાઈ જાય છે તેજ આત્મા વીર્ય ફેરવી કર્મસમૂહને વિછોહી મોક્ષના માર્ગે, બલ્કિ મોક્ષમાંજ જઇ શકે છે, એ પણ સનાતન સત્ય છે. આ બેઉ બાબતો કેમ બની શકે છે તેમજ કર્મોની આત્મા ઉપર કેટલી સત્તા છે તથા આત્મિક શકિત, એ સત્તાને કયા પ્રકારે નિર્મૂળ કરી શકે છે, ત્હેનું યથાસ્થિત ધ્યાન કરાવતાં જૈનશાસ્ત્રકારો સમ્યગ્દષ્ટિને માટે પુરૂષાર્થનું પ્રધાન્ય ઉપદેશે છે. કર્મો બે પ્રકારે નષ્ટ થઈ શકે છે: ૧. ભોગવવાથી. ૨. તપશ્ચર્યાથી. સામાન્યતઃ આઠ કર્મોને બે વિભાગમાં વ્હેંચેલાં છે. એક નિકાચિત અને બીજો અનિકાચિત. નિકાચિત કર્મો એવાં હોય છે કે, જે ભોગવવા માત્રથીજ આત્મપ્રદેશોથી દૂર થાય જ્યારે અનિકાચિત કર્મો ભોગવવાથી અને તપશ્ચર્યાથી પણ નષ્ટ કરી શકાય છે. એટલે આત્મા જો ધારે તો કર્મોને ભોગવીને તપશ્ચર્યાથી ખપાવી શકે છે. છતાં આપણે જોઈએ છીએ કે, કેટલીક વખત કર્મો આત્માને હંફાવે છે. તેમ છતાંય સમ્યગ્દષ્ટિ આત્માને તો પુરૂષાર્થજ પ્રધાન ઉપદેશ્યો છે. સમ્યગ્દષ્ટિ આત્મા કપાળે હાથ દઇને ભાગ્યને રોતો

બેસી ન રહે પરન્તુ પુરૂષાર્થ ખેડે—પ્રયત્નશીલ બને—ઉદ્યોગના અવનવા પ્રયોગો કરે! ત્હેનું લક્ષ્યબિન્દુ મોક્ષજ રહે અને હરદમ ત્યાં પહોંચવા યથાશક્ય પ્રયાસો સેવે! આમ છતાંય જો તે પોતાના કાર્યમાં નિષ્ફલ નિવડે—ત્હેની પ્રવૃત્તિઓમાં તે ઘવાતો જાય અને હૃદયવિરૂદ્ધ ત્હેને આત્મિક માર્ગમાં પાછા હઠવું પડે તો તે માને કે, કર્માવરણ બહુ સખ્ત છે. પરન્તુ તેવું માની પોતાની ક્રિયા તે ચાલુજ રાખે, ઉત્તરોત્તર વધુ ને વધુ પ્રયત્નો કરતો જાય અને કર્મદળને દૂર કરવા દરેક યથાશકય પ્રયાસો સેવે તેમજ દુષ્કર્મને ઉદયમાં લાવનારાં નિમિત્તોથી બચતોજ રહેવાનો પ્રયત્ન આદરે!!! આટલું કર્યા છતાં પણ પોતાનો પુરૂષાર્થ સાવજ નિષ્ફળ નિવડતો દેખાય તો પણ આવેલ સુખ દુઃખોને તે સમભાવે સહે અને માને કે, કરેલ તપશ્ચર્યા તથા આત્મસાધના સમયે અવશ્ય ફળશે. બીચારો કર્મવશ સંસારમાં રઝળતો હોય તો પણ ત્હેનું જીગર તો ઉદ્વિગ્નજ રહે. સંસાર, ત્હેને કાંટાની માફક ખુંચે! આ ઉપરાન્ત એ વિચાર કરે કે, 'પૂર્વે કરેલાં કૃત્યો આજે કર્મરૂપે પરિણમી મ્હારી જીવન-સુધારણામાં જખ્મો કરી રહ્યાં છે પરન્તુ નવિન કર્મો બાંધવાં—ન બાંધવાં તે તો મ્હારા પુરૂષાર્થ ઉપર આધાર રાખે છે ને! જુનાં કર્મો ભોગવીને અથવા તપશ્ચર્યાથી

હૃદય શુદ્ધિ કરીને ખપાવી, તથા નવિન કર્મોને આવવાનાં અનેક આશ્રવનાં દ્વારોને રોકીશ. છતાં પૂર્ણ વિજય નહિ મળે તો 'કરોળીયાની જાળ'ની માફક હું ત્હેની પાછળ મંડયો રહીશ. આ રીતે ધીરે ધીરે પુરાણાં કર્મો ખપાવીશ અને નવિન કર્મ આવતાં અટકાવી હું મુક્તિના દરવાજા મ્હારા માટે ખુલ્લા કરીશ તેમજ બીચારા સંસારના ચક્રમાં સાનભાન ભૂલેલા જીવોની સન્મુખ મુક્તિમાર્ગનો એક આદર્શ ખડો કરીશ. આ ઉપરથી જોઇ શકાય છે કે, કર્મો અમૂક અંશે આત્મિક પ્રવૃત્તિમાં બાધા ઉપજાવી શકે છે પરન્તુ સમ્યગ્દૃષ્ટિ પોતાના પ્રયત્નોથી આત્માનું ઓજસ સ્ફુરાવી કર્મસમૂહને ગાળી નાંખી શકે છે અને અન્તમાં આત્મિક સત્તાજ વિજયવન્તી નિવડે છે.



[ ૩ ]

# માનવભવ–એક મુસાફરી.



વિશ્વની વિચિત્રતાનું વિવેચન કર્યા બાદ તે સર્વ કર્મનો પ્રતાપ છે, સમજ્યા પછીથી હવે આપણે આપણા જીવન ઉપર વિચારીએ. આપણો ભવ એ ભૂત અને ભાવિની શૃંખલામાં સંકળાએલો આંકડો છે. એમાં એ તાકાત છે કે, જો આત્મવીર્યને સ્ફુરાવી માત્ર આત્મ સાધનામાંજ પ્રવૃત્ત થવામાં આવે તો એ શૃંખલાનો અન્ત તત્કાલ નહિ તો બહુજ અચિર કાલમાં આવી જાય. આપણા જીવનમાં

અનુભવાતી, સંભળાતી, દેખાતી યા વંચાતી પ્રત્યેક ઘટનાના ઉંડાણમાં ઉતરીએ તો આપણને લાગે કે, સંસાર એક રંગભૂમિ છે. રંગભૂમિ ઉપર કામ કરનાર એકનું એક પાત્ર અમૂક સમયે રાજરાજેશ્વરને શોભાવે તેવા પોશાકમાં દેખા દે છે જ્યારે અમૂક સમયે તે ટુકડા માટે ભટકતા ભિક્ષુકના રૂપે દૃષ્ટિગોચર થાય છે; અને મૂળ સ્વરૂપે તો આપણે ત્હેને ત્રીજીજ રીતે ઓળખીયે છીએ. સંસારની રંગભૂમિ ઉપર પણ આવાં જ વેશ-પરિવર્તનો દૃષ્ટિએ ચઢે છે. આજનો લાખોપતિ કાલે ભૂંડે હાલ રખડતો હોય! આજે પેટ ભરવા માટે તલસી રહેલો કાલે અનેકો ઉપર હુકમ ચલાવી રહ્યો હોય! આજ ભરયૌવનના ઉન્માદમાં અણુનમ ફરતો કાલે શૈય્યાવશ બન્યો હોય! આજના ઉંચ્ચપદાધિકારીની કાલે રસ્તાના પથરા જેટલી પણ કીંમત ન હોય! અવાજ માત્રથી સેંકડોને કંપાવનારો કાલે નિર્બલ-નિસ્તેજ બની લોકોની ઠોકરે ચઢતો હોય! આજે મોજશોખ અને આનંદ-ચમન ઉડાવનારને કાલે ટુકડા રોટલાનાં પણ ફાંફાં પડતાં હોય! આજે બુદ્ધિ અને ચાતુર્યથી હજારો ઉપર પ્રભાવ પાડનાર કાલે કયી ગુફામાં પડયો છે, ત્હેની પણ કોઇને દરકાર ન હોય! જબાન માત્રથી લાખોનો વ્યાપાર ચલાવનાર કાલે જીવન નિર્વાહની ચિન્તામાં ઘેરાયો હોય! મહેલ સમાં ભવ્ય

ભવનોમાં પણ જ્હેને કાંઇજ વિશેષતા ન જણાતી હોય ત્હેને કાલે ઝુંપડા જેવા ઘરમાં સંતોષ માનવો પડે ! આજનો મોટરોમાં ફરનાર કાલે એકલો પગે રખડતો હોય ! આજ જ્હેના સૌન્દર્ય ઉપર દુનીઆ મરી પ્રીટતી હોય ત્હેનો કોઇ કાલે ભાવ પણ નહિ પૂછતું હોય ! આ બધું શું રંગભૂમિને બંધબેસ્તું નથી ? ઇતિહાસ પણ એ વાતની સાક્ષી આપી રહ્યો છે. માલવદેશનો મહારથી મુંજરાજ—એક વખતનો લક્ષ્મી,સરસ્વતી અને વીરતાનો એકનો એક લાડીલો કુમાર ! પણ સમયે પલટો માર્યો—તૈલપ જીત્યો મુંજ પકડાયો અને આખર ભીખ માંગતો થયો ! તેમજ પૃથ્વિરાજ ચૌહાણ, જયચંદ રાઠોડ, ઔરંગઝેબ ને ત્હેના શાહજાદાઓ, કુમારપાલ નરેશ, વનરાજ ચાવડો, અને જર્મનીનો કૈસર વિગેરે—આ બધાનો ઇતિહાસ શું સંસાર—“ એક રંગભૂમિ ” છે, ત્હેનો ચિતાર નથી ખડો કરતો ? આજની આપણી રાજકીય પરિસ્થિતિ પણ એજ દર્શાવે છે. દાદાભાઇ નવરોઝજી, એનીબીસાંટ, ગોખલે, તીલક, ગાંધિજી, દેશબન્ધુ દાસ, માલવીયાજી, મોતીલાલ નેહરૂ અને પટેલ વિગેરેના યુગ આવતા ગયા અને ભૂલાતા ગયા. કોન્ગ્રેસવાદીઓ બાજુ રહી ગયા, ધારાસભાવાદીઓ પોકારમાં પડી રહ્યા, ગાંધીજી સાબરમતીના આશ્રમમાં ધર્મ અને તત્વજ્ઞાનનો ભંડાર ઠા-

લવવા લાગ્યા અને એમ દેશના વાતાવરણમાં ઉભરાઇ આવેલો ઉભરો શાન્ત થઈ ગયો. આપણો સમાજ પણ એ પરિવર્તનથી નથી બચ્યો. કોન્ફરન્સની ધમાલ પછી દેવદ્રવ્યમાં તે પછી મુનશી પ્રકરણમાં અને તે પછી દેડકાંની ચર્ચામાં સમાજ હોમાતો ગયો. આ પછીથી તીર્થાધિરાજ શ્રી શત્રુંજયનું પ્રકરણ ઉઘડયું. આબુ અને રાજકોટની દોડધામ થઇ તથા તે ઉપર વિચાર ચલાવવાને આપણે પણ અમદાવાદ અને મુંબઇની જમીનો માપી. એ બધુંય ભૂલાયું ને હવે સમાજનો અમૂક વર્ગ ' દીક્ષા ' ની પાછળ પડયો છે. હવે સાધુસંસ્થાનું હિત કરવા મેદાને પડયો છે ! ! ! પરન્તુ આ સર્વ માત્ર ક્ષણિક આવેશ અને ઉભરા સિવાય બીજું કાંઇજ નથી. નથી તેમાં બંધારણ કે શિષ્ટ પુરૂષોનો સહકાર ! જ્યાં શિષ્ટોનો સાથ છે ત્યાં યુવાનોનો ઉન્માદ માર્ગ રોકી ખડો થાય છે ! આ સર્વ વિચિત્રતામાં લેખક જે દર્શાવવા માગે છે તે તો માત્ર એટલું જ છે કે, " સંસાર એક પ્રકારની રંગભૂમિ છે. "

આ તો બધું બાહ્ય દૃષ્ટિએ પરિવર્તનશીલ દેખાયું પરન્તુ તે સર્વ માત્ર કર્મોનું પરિણામ છે અને તેથી જ આપણાં જન્મ–મરણોમાં પણ એજ પરિવર્તનશીલતા આવી

વસે છે. આજના પિતા–પુત્ર, કાન્ત–કાન્તા, માતા-બેટી, શેઠ-નોકર સર્વે એકજ સરખા ધોરણે ચિરકાલ પર્યન્ત રહેતા નથી. એ સર્વેમાં વિધિનો ગુપ્ત હાથ અને સંકેત રહેલો છે. જ્યાં ત્હેણે દોરી ખેંચી ત્યાં મનુષ્યનું–અરે, દરેક પ્રાણીનું જીવન ઠામુકું ફરી જાય છે. વિધિનાં વિધાન અગમ્ય છે એમ આથી જ લેખાય છે. વિધિની ગતિ અકળ છે અને એ અકળ ગતિજ આપણને વિચિત્રતારૂપ ભાસે છે. આથી આપણે પુનર્જીવન અને ભૂતજીવનને કબુલ રાખીએ છીએ. પરિવર્તનનું કાર્ય જો માત્ર માનવશક્તિના હાથમાં હોય તો આ બધી વિચિત્રતા પ્રાયઃ અદૃશ્ય થઇ જાય. પરન્તુ પરિવર્તનમાં વિધિ અને માનવશક્તિનો સંયોગ રહેલો હોય છે. આપણે આ વસ્તુનો સ્ફોટ પૂર્વેના લેખોમાં કરી ગયા છીએ એટલે આપણે તો એટલું જ કબુલી લેવું રહ્યું કે, ભૂતકાલ અને ભાવિકાલને સાંધી એકતાર રૂપ બનાવી દેનાર જે આંકડો છે, તે આ આપણો મનુષ્યભવ છે.

મનુષ્યભવને ચિંતામણિરત્ન કિંવા કલ્પતરૂની ઉપમા આપવામાં આવે છેઃ દેવતા, તીર્યંચ, નારકી અને મનુષ્ય એ ચતુર્ગતિમાં માનવતા સર્વોત્કૃષ્ટ લેખવામાં આવી છે. ત્હેનું પ્રાધાન્ય પ્રાયઃ દરેક દર્શનકારોએ એક યા બીજા

સ્વરૂપમાં સ્વીકાર્યું છે. આમ હોવાનું કારણ શું? એકજ કે, માનવજીવનમાં વિચાર અને વર્તનને અવકાશ છે. કરણિય-અકરણિયનો વિચાર અને વિવેક કરી ત્હેમાંથી સદ્ વસ્તુનું સેવન કરવાની શક્તિ માનવતાથી પર વ્યક્તિઓમાં નથી. દેવતાઓ વિલાસોમાં ચકચૂર છે તો નારકીઓ વિપત્તિઓમાં ઘેરાએલા છે, જ્યારે તીર્યંચને વિવેકશૂન્ય લેખવામાં આવે છે. માત્ર મનુષ્યભવજ એવો છે કે જ્યાં દેવતાઇ વિલાસો, નરકની વિપત્તિઓ અને તીર્યંચની વિવેકશૂન્યતા અમૂક પ્રમાણમાં આવી વસી છે તેમજ વધારામાં આપણે ઉપર નિહાળી ગયા તેમ વિચાર, વિવેક અને વર્તનની ત્રિપુટીનો પણ ત્હેમાં અંશ રહેલો છે. એટલે માનવજીવનથી ધારી સફલતા મેળવી શકાય છે-હાં, પ્રયત્ન કરવો જોઇએ-એટલેજ મનુષ્યજીવન સર્વ શ્રેષ્ઠ લેખાય છે. આ માનવજીવનની શ્રેષ્ઠતાના વિષયમાં ઉંડા ઉતરતાં પૂર્વે આપણે ત્હેના ઉત્પત્તિ કારણ તરફ પશ્ચાદૃષ્ટિ ફેંકવી પડશે. પુનઃ પુનઃ એ યાદ દેવડાવવું પડે છે કે, વિશ્વની સકલ રચનામાં મૂળાધાર કર્મ છે. દરેકે દરેક જીવનની પૂર્વે કરેલી કરણી કે જ્હેને આજે આપણે કર્મ, વિધિ, યા પ્રારબ્ધના નામે ઓળખીયે છીએ તેજ સમષ્ટિ સ્વરૂપે એકત્રિત થતાં એક પ્રકારની સૃષ્ટિનું રૂપ પકડે છે અને કર્મોની પરંપરા જેમ જેમ પૂર્વેની કરણી

—શ્રી ચિત્તવિજયજી.

અનુસાર, સ્વરૂપ બદલતી જાય છે તેમ તેમ આપણને પણ સૃષ્ટિમાં પ્રલયાદિની ભ્રમણા થયા કરે છે કિન્તુ વાસ્તવિક રીતે આપણાં કર્મોજ એ આકારે ઉદયમાં આવે છે કે જેથી આપણને એમ ભાસ્યા કરે છે કે સૃષ્ટિએ સ્વરૂપ બદલ્યું અને તે કોઇ વિધાતા–વ્યક્તિએ બદલાવ્યું.

અને આ વસ્તુની સાક્ષી આજનું શ્રી શત્રુંજય પ્રકરણ આપી શકે છે. આજે ઘોર સામુદાયિક કર્મ સમસ્ત જૈન જગત્ ઉપર આક્રમણ કરી આવ્યું છે. જૈન સમાજનાં તીર્થો ઉપર વિરોધીઓની ત્રાપ આવી છે, પૂર્વના મહાપુરૂષોને વિધર્મિઓ ખુલ્લંખુલ્લા–કલંકિત જાહેર કરી રહ્યા છે, આપણી સર્વોત્કૃષ્ટ સાધુ સંસ્થાને આજે છડેચોક વિદ્રોહીઓ ભાંડી રહ્યા છે. અને સમાજ ધાર્મિક તેમજ આર્થિક સ્થીતિમાં પ્રતિદિન ક્ષીણ થતો જાય છે. નિર્નાયકતા અને સ્વચ્છન્દતા ઘર કરતાં જાય છે. આજે જૈનત્વનું સાચું હીર આ રીતે હણાઇ રહ્યું છે અને મ્હને તો લાગે છે કે આ બધુંય આપણા સામુદાયિક પાપકર્મના પ્રતાપેજ બની રહ્યું છે. જે રાષ્ટ્ર યા સમાજ આવા સામુદાયિક પાપકર્મનું ભોગ બને છે ત્હેની અવશ્ય આ સ્થીતિ થાય છે. એટલે આ બધી વસ્તુસ્થિતિને–પરિવર્તનને આપણે તો કર્મનોજ પ્રતાપ લેખી શકીએ.

•

અસ્તુ. આ બધી પરિવર્તનશીલતાથી આપણે જે પ્રસ્તુત વિષયમાં સમજવાનું છે, તે એજ કે સમસ્ત સંસાર કર્મને આધિન છે અને જીવનમાં અનુભવાતાં સુખ દુઃખ–તડકા છાંયડા સર્વ કર્મને આધારે છે. ઉપરાન્ત આપણે અનુભવેલો સર્વ ભૂતકાલ તેમજ ભાવિકાલ, એ કર્મોથી જ ઘડાએલી શૃંખલા છે. એટલે એક ભવમાંથી બીજા ભવમાં જવું તે પણ કર્મને અંગેજ બને છે. કર્મ ન હોય તો જીવન–મૃત્યુનો પ્રશ્નજ અસ્થાને રહે છે. જીવનમાં અનુભવાતી જન્મ–જરા મૃત્યુની વિડંબના પણ કર્મ વિના હોઈ શકતી નથી. એટલે પૂર્વ ભવનાં કર્મોજ એવાં છે કે જેથી આપણે આ માનવભવ પ્રાપ્ત કર્યો છે. અને જગતનો એક અબાધિત કાનુન છે કે, જે જન્મ્યું તે અવશ્યમેવ મરવાનુંજ ! ઉગ્યું તે આથમવા માટેજ ! સ્હવારે ઉદયાચલ ઉપર આરૂઢ થતો સૂર્ય સાયંકાલે અસ્તાચલમાં અદૃશ્ય થવાની ખાતરી આપી રહેલ હોય છે. સ્હવારે ખીલેલું કમળ સાંજ પડતાં કરમાઇ જવાનુંજ ! તેમ મનુષ્યભવ પણ તેવોજ સમજવો ! તે મુજબ આપણા જન્મ સાથેજ જરા અને મૃત્યુની ગાંઠ વાળી દીધેલી છે એટલે કોઈ મુસાફરને જેમ આઠ દિવસ કે મહિનો ધર્મશાળામાં રહેવાની જગ્યા મળે છે પરન્તુ તેટલા સમય પછી તો ત્હેને ધર્મશાળા ખાલી કરવીજ પડે

છે તેમ આ દેહની ધર્મશાળામાં આપણો આત્મા આવી વસ્યો છે અને નિર્ણિત સમય થતાં ત્હેને ગમન કરી જવાનુંજ છે. આ બધું વિચારતાં તાત્પર્ય તો એટલુંજ નીકળે છે કે અનાદિ કાળથી ચોરાશી લાખ જીવાયોનીમા ભવભ્રમણ કરી રહેલા આપણા આત્માને તો આ માનવભવ પણ એક મુસાફરી સમાનજ છે.

---

## પ્રવચન—

હે જીવ! તું ખ્યાલ કર. અનાદિકાલથી આ સંસારની ઘટમાળમાં ભમ્યા કરે છે. ત્હેં ઘોર વેદનાઓ સહી છે. છતાંય આજે તું એ સર્વને વિસરી જઈને કેવું આચરણ કરી રહ્યો છે? આત્માને અધોગતિમાં દોરી જઈશ તો મનુષ્યભવ હારી જઈશ અને જે [illegible] દુઃખથી તું કંટાળે છે તેથી કંઈ ગુણે અંશે [illegible] દુઃખ [illegible] સહેવી પડશે.

[ ૪ ]

## માર્ગ ભૂલો મુસાફર.





આત્માને અનાદિ અનન્ત સ્વીકાર્યા બાદ ચતુર્ગતિનો ખ્યાલ, અને આત્માનું જન્મ જરા મૃત્યુમય પરિભ્રમણ: આ વસ્તુ આપણને માનવજીવન એક ટુંકી મુસાફરી હોવાનો સ્પષ્ટ નિર્દેશ કરે છે. સાથે એ પણ સૂચવે છે કે, હજુ આપણે લાંબી મુસાફરી કરવાની છે—અનેક ભવો કરવાના છે—અને તે સર્વનો મૂખ્ય આધાર આપણા વર્તમાન જીવિતવ્ય ઉપર અવલંબી

બેઠેલા પાપી શેતાનની સત્તાને ઘડીભર તરછોડી આત્માની મૂળ સ્થિતિ, આજની સ્થિતિ અને આપણા કાર્યોનું પૂર્ણ-તયા સંશોધન કરીએ તો જરૂર આપણને કંપારી છુટે, આપણી નસોમાં ભય વ્યાપે, અને કોઈ મહા ભીતિના આગમનના ભણકારા વાગતાં હૃદયમાં જે ગભરાટ વ્યાપી જાય છે ત્હેવીજ હૃદયની પણ સ્થિતિ થાય. ચારે દિશાઓ શુન્ય લાગે અને આંખે અંધારાં આવે. સર્વત્ર મુંઝવણભર્યું વાતાવરણજ દેખાય. જાણે કોઇ અત્યન્ત જરૂરી કાર્યમાં એકદમ નિષ્ફળતા મળી હોય! સતિનું સતિત્વ, કૃપણનું ધન અને નાગદેવનું મણિ હરાઈ ગયા પછી એ ત્રણેના હૃદયમાં જે ગમગીની, જે ઉશ્કેરણી અને જે અસહ્ય વેદના વ્યાપે–તેજ ગમગીની, ઉશ્કેરણી અને અસહ્ય વેદના સાચું આત્મજ્ઞાન થયા પછી થાય. એક એક પ્રવૃત્તિમાં સમાયેલી પાપમયતા ત્હેના હૃદયને વિદારે અને તે કરતાંય ત્હેની દૃષ્ટિએ ચઢેલું અનિષ્ટ ભાવિ–ત્હેની કલ્પના માત્ર–ત્હેને કિંકર્તવ્યમૂઢ બનાવે! શૂળી ઉપર ચઢવાને જહેના કલાકો અને મીનીટો ગણાતી હોય ત્હેવા ગુન્હેગારના જેવી સ્થિતિ એની થાય. કિન્તુ આ બધું પાપનાં આવવાનાં દ્વારોને સમજ્યા વિના ન બને! પાપ અને પાપનું ઉત્પત્તિસ્થાન બરાબર સમજાય ત્યારેજ આત્મિક ક્રિયાઓનું સાચું ભાન થાય અને

સમજાય કે, આપણે મુસાફરીનો વાસ્તવિક માર્ગ ભુલી રહ્યા છીએ.

પ્રસ્તુત વિષય સાથે આજે આપણુ કેટલાક અનભિજ્ઞ યુવાનોના વિચારો ઉપર દૃષ્ટિપાત કરીએ. કેટલાકોનો આક્ષેપ છે કે, આજના સાધુઓ ઉપાશ્રયમાં બેસી નરક અને સ્વર્ગનાં ગાન ગાવામાંજ કર્ત્તવ્યની ઈતિશ્રી માને છે: તેઓ માત્ર પુણ્ય અને પાપની પોથીઓ ઉકેલીનેજ સંતોષ માને છે: નથી ત્હેમાં જીવનની પ્રગતિ કે નથી કંઈ નવીનતા. આ આક્ષેપકો ભૂલી જાય છે કે, કદાચ આજથી અનન્ત કાળના પડદા ઉચકાશે ત્યારપછી પણ સાધુઓ તો એજ વાતો કરનારા હશે. એમાંજ એમનું કર્ત્તવ્ય સમજાતું હશે. ત્હેમની પાસે એથી બીજી નવિનતા જે ત્હમે માગો છો, તે નહિજ આવી શકે. સ્વર્ગ અને નર્કની બાજુઓ બતલાવી જનતાને સત્પંથે પ્રગતિ કરવા પ્રેરણા કરવી અને પુણ્ય-પાપના વાસ્તવિક સ્વરૂપની ઓળખ કરાવી પાપકૃત્યોથી વિમુખ બની સન્માર્ગે સંચરવાની દિશા દર્શાવવી, એ દૃષ્ટિબિન્દુ તો અનન્તા કાળનાં વ્હાણાં વહી જાય તો પણ અચલ અને અટલ રહેવાનું જ! પાપ અને પાપની ઉત્પત્તિ ન સમજાય ત્યાં સુધી આપણે આત્મપંથે વિચરી શકતા નથી અને ત્યાં સુધી પાપભિરૂતા આવતી નથી કારણ કે પાપનાં આગમન દ્વારોનો ત્હેને પરિ-

ચય હોતો નથી. સાથે એ પણ ખૂબ યાદ રાખવાનું છે કે, જ્યાં સુધી પાપભિરૂતા પ્રગટી નથી ત્યાં સુધી જંગલમાં ભૂલા પડેલા મુસાફરના જેવીજ આપણી દશા થવાની છે. એટલે જ્યારે પુણ્ય અને પાપની પોથીઓનુંજ વાસ્તવિક ઉંડું રહસ્ય સમજવાની જીજ્ઞાસા પ્રગટશે ત્યારેજં દિશાશૂન્ય જીવન કાંઇક માર્ગે આવી શકશે. બાકી માત્ર જડવાદમાંજ મસ્ત બની રહેલા આત્માઓ અને પાપ–પુણ્યનાં વિવેચનો સાંભળી થાકી ગયેલાઓ જો પોતાના જીવનને સાનુકૂળ એવી દેશનાની અપેક્ષા કોઇ સાધુ પાસેથી રાખતા હોય તો તે વ્યર્થજ છે. સાધુની દરેક વાતોમાં–દરેક ઉપદેશમાં પાપ અને પુણ્યનો સવાલ તો પ્રથમજ રહેવાનો કારણ કે એનું ધ્યેયજ એવા પ્રકારનું છે કે જ્યાં ત્હેને પાપ અને પુણ્યની ઝીણવટભરી ચીવટ રાખવી પડે ! એ તો ગૃહસ્થોને કહેવાનાજ કે, ત્હમારી એક એક પ્રવૃત્તિ ઉપર ખૂબ મનન કરો, જુઓ કે ત્હેમાં ત્હમે ત્હમારા આત્મા માટે કેટલું હાંસલ કર્યું ? પાપ કરી આત્માને અધમ માર્ગે દોરી જતા હો કિંવા આવતા અસંખ્ય ભવો સુધી દુઃખમાં સબડવા માટે આત્માને ધકેલી દેતા હો તો થંભો ! વિચારો ! આગામી જીવનને સુન્દર–રસમય–આત્મિકતાભર્યું બનાવવા કોશીષ કરો ! ” જો સાધુ આ ન કરે તો ત્હેણે સાધુ થવું નિરર્થક છે. કોઈ સાધુ વક્તા

—શ્રી ચિત્તવિજયજી.

વા સમર્થ વ્યાખ્યાતા ન હોય અને થોડુંજ બોલી શકતો હોય તો પણ તે પુણ્ય અને પાપની વિભક્તતા તો દરેક સમયે યાદ રાખેજ ! એ યાદમાં તો એના ધ્યેયની સાચી સાધના રહેલી છે. આવી વ્યક્તિ પાસેથી નવિનતાની આશા રાખવી ફોગટ છે. અને જો તત્ત્વરૂપે એ નવિનતા લાવતો હોય તો તે શ્રીમન્મહાવીર દેવનો સાચો સાધુ નથી. સાચો સાધુ શ્રીમન્મહાવીર દેવના ઉપદેશની આગળ ન વધી શકે. આત્મવાદને ભૂલી માત્ર જડ જમાનાવાદમાં યાહોમ ન કરી શકે. શ્રીમન્મહાવીરદેવ કથિત ધર્મજ તે ઉપદેશી શકે. ટુંકમાં જે લોકો આવી રીતે પુણ્ય અને પાપના ગાનથી કંટાળી ગયા હોય છે, તેઓ વાસ્તવિક રીતે પોતાના ધર્મને પીછાની શકયાજ નથી. તેઓને જૈનધર્મનું ઉંડું રહસ્ય હાથ લાગ્યું નથી. અને જૈનકુલ પામવા છતાંય બીચારા તેઓ પોતાના જીવનનો સમુદ્ધાર સાધી શકતા નથી. વાસ્તવિક તેઓ શ્રદ્ધાહીન બની જાય છે કારણ કે જિન-શાસનમાં નવતત્ત્વો, એ તો મૂખ્ય વસ્તુ છે કે જહેમાં પાપ અને પુણ્યનો તથા તદુભયની ઉત્પત્તિને દર્શાવનાર આશ્રવ તત્ત્વનો પણ સમાવેશ થાય છે.



[ ૫ ]

## આશ્રવ તત્ત્વ.



જિન શાસનને લગતા તત્ત્વજ્ઞાનના વિષયમાં નવ તત્ત્વો, એ મૂખ્ય વસ્તુ છે. લગભગ મ્હોટા ભાગનો ગ્રન્થ–સમૂહ એક યા બીજી અપેક્ષાએ નવ તત્ત્વોમાંના કોઇના પણ વિવેચનમાંજ લખાયો હોય, એમ માલૂમ પડે છે. શાસ્ત્રીય જ્ઞાનમાં પ્રવેશ કરતાં જણાઈ આવે છે કે, તત્ત્વોના વિષયમાં પૂર્વાચાર્યોમાં

બે મત વર્તતા હોવા જોઇએ. એટલે કે કેટલાક પૂર્વાચાર્યો નવ તત્ત્વો માને છે અને કેટલાકો સાત તત્ત્વો સ્વીકારે છે. નવ તત્ત્વો માનનારા કહે છે કે:–જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ–એ તત્ત્વો છે. અને તેજ વસ્તુના સમર્થન રૂપે નવ તત્ત્વ વિસ્તરાર્થવાળી ચોપડીઓમાં તત્ત્વોનું નામ–નિદર્શન કરાવતાં નીચેની ગાથા આપવામાં આવી છે.

" जीवाऽजीवा पुण्णं, पावाऽऽसव संवरोय निज्जरणा।
बंधो मुक्खो य तहा, नव तत्ता हुंति नायव्वा ॥ " +

જ્યારે પૂજ્યપાદ સૂરિશેખર ઉમાસ્વાતિ મહારાજશ્રીએ તત્ત્વોના સંબંધમાં ઉલ્લેખ કરતાં સ્વોપજ્ઞ "તત્ત્વાર્થાધિગમ" સુત્રના પ્રથમ અધ્યાયમાં ચોથું સૂત્ર એ આપ્યું છે કે:—

जीवाऽजीवाऽऽस्रवबंधसंवरनिर्जरामोक्षास्तत्त्वम् । *

આ સાત અને નવ તત્ત્વોના વિભેદનું કાંઇક પૃથક્કરણ કરવા આપણે પ્રયાસ કરીએ. નવ તત્ત્વ વિસ્તારાર્થમાં

+ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ અને સંવર તેમજ બંધ અને મોક્ષઃ એ નવ તત્ત્વો જાણવા યોગ્ય છે.

* જીવ, અજીવ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષઃ એ મુખ્ય તત્ત્વો છે.

આશ્રવ તત્ત્વથી પુન્ય અને પાપને ભિન્ન કરીને તે ઉભયનાં જુદાં જુદાં આગમન નિમિત્તો અને ભોગવવાના માર્ગોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. અને આશ્રવ તત્ત્વમાં કર્મબંધકારક મૂળ વસ્તુઓનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જ્યારે સાત તત્ત્વો માનનારાઓ આશ્રવ તત્ત્વમાંજ હેનો સમાવેશ કરે છે. તેઓ તો કહે છે કે:–**कायवाङ्मनः कर्मयोगः। स आश्रवः।** અર્થાત્ મન, વચન અને કાયાની કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ તે આશ્રવ છે અને હેના બે ભેદ છે. શુભ અને અશુભ એટલે કે પુણ્ય અને પાપ. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય, અંતરાય, વેદનીય, નામ, ગોત્ર અને આયુ:કર્મ એ આઠ કર્મોનું–શુભ યા અશુભ–કર્મોનું આત્માના પરમાણુઓ સાથે આવો મળવું તે આશ્રવ છે. વિશેષ ફેરફાર એ પણ છે કે, નવ તત્ત્વો માનનારા કહે છે કે, મિથ્યાત્વાદિક હેતુથી કર્મનું આવવું, તે આશ્રવ. એટલે કે અશુભ કર્મોના આગમનને–પાપાગમનને તેઓ આશ્રવમાં લેખતા જણાય છે. અને નવ તત્ત્વોમાંના પુણ્ય તત્ત્વમાં શુભ કર્મના આગમનની બાબત સમાવે છે. સાત તત્ત્વો માનનારા તો એ બધુંય આશ્રવમાં સમાવે છે એટલે આ બાબત સિવાય બેઉ માન્યતાઓમાં લગભગ સામ્ય જળવાઈ રહ્યું હોય, એમ દીસે છે. હવે આપણે આશ્રવ તત્ત્વ વિશે વિશેષ વિચારીએ.

આશ્રવની વ્યાખ્યા કરીએ તો સામાન્ય રીતે એજ થઇ શકે કે, **आस्त्रवन्ति कर्माणि अनेन स आस्त्रवः** જે રસ્તેથી કર્મ આવે ત્હેને આશ્રવ કહેવામાં આવે છેઃ જેમ તલાવમાં જે માર્ગેથી પાણી આવતું હોય છે ત્હેને ગળનારૂં કહેવામાં આવે છે તેમ આત્માની સાથે જે રસ્તેથી કર્મોનો સંસર્ગ અને મલ, વૃદ્ધિ પામતો જતો હોય ત્હેને આશ્રવ કહે છેઃ આ આશ્રવ તત્ત્વના ૪૨ ભેદ પાડવામાં આવ્યા છે અને તે દરેકમાંના કોઇને પણ આચરવા થકી અવશ્ય કર્મબંધ થાય છે. કર્મબંધના સંબંધમાં કેટલીક વખત બહુજ વિચિત્ર માન્યતાઓ સાંભળવામાં આવે છે, કિન્તુ જૈનશાસ્ત્રોમાં કર્મની વસ્તુસ્થિતિ એટલા વિસ્તારમાં અને એટલી બુદ્ધિવાદની યુક્તિ-પ્રયુક્તિથી સ્ફુટ્ કરવામાં આવી છે. કે જેથી તે સર્વ માન્યતાઓનુ સ્પષ્ટ રીતે નિરસન કરી શકાય છે. કર્મ બે પ્રકારનાં હોય છે. શુભ અને અશુભઃ પુણ્ય અને પાપ. એક સુખ આપે છે જ્યારે બીજું દુઃખ ! છતાં પુણ્યના બે ભેદ દર્શાવવામાં આવ્યા છે. ૧. પુણ્યાનુબંધી પુણ્ય અને ૨. પાપાનુબંધી પુણ્ય. અર્થાત્ જે પુણ્યનો પરિપાક ભોગવતાં પુણ્ય બંધાય તે. પુણ્યાનુબંધી પુણ્ય અને જે પુણ્યનો પરિપાક ભોગવતાં પાપનો બંધ પડે તે પાપાનુબંધી. અસ્તુ. કેટલાકો અમૂક પુણ્ય ક્રિયાઓને નિર્જરાનું નિમિત્ત લેખે

છે પરંતુ વાસ્તવિક સત્ય તો એ છે કે આત્મિક પ્રવૃત્તિ વિના જ્યાં જ્યાં સત્ કિંવા અસત્ પ્રવૃત્તિ થાય છે ત્યાં કર્મબંધ તો રહેલો છે. એટલે પરોપકાર નિમિત્તે કરાતાં કાર્યો પણ કર્મબંધનનું કારણ તો અવશ્ય બનેજ છે: હાં, ત્હેમાં શુભાશુભની વિભક્તતા રહે છે. એટલે કે, આશ્રવ તત્ત્વના જે ૪૨ ભેદ કહેવામાં આવે છે ત્હેમાંના કોઈ પણ ભેદને લગતી સદ્ વા અસદ્ પ્રવૃત્તિ કરતાં કર્મબંધ તો થવાનોજ માટે ત્હેનું નામ આશ્રવ તત્ત્વ રાખવામાં આવેલ છે.

પાંચ ઇંદ્રિય, ચાર કષાય, પાંચ અવ્રત, ત્રણ યોગ, અને પચ્ચીશ ક્રિયા: આશ્રવ તત્ત્વના આ બેંતાલીશ ભેદ છે. હવે તે ભેદો અનુક્રમે ટુંકમાં તપાસીએ:—

## આશ્રવ તત્ત્વના ૪૨ ભેદ.

(૧) સ્પર્શેન્દ્રિય—આનું ગુજરાતી સંબોધન 'શરીર' છે. શબ્દાર્થે કરીએ તો સ્પર્શ કરવાની ઇન્દ્રિય તે સ્પર્શેન્દ્રિય. એકેન્દ્રિય જીવોને માત્ર આ એકજ ઇન્દ્રિય હોય છે. સ્પર્શેન્દ્રિયમાં અતિ આસક્તિથી જીવ વિષયી બની જાય છે. કોઇ પણ જીવને સ્પર્શ કરવાથી જો તેને દુઃખ થાય તો તેથી સ્પર્શ કરનારને ત્હેનું કર્મ લાગે છે.

તેમજ કોઇ પણ જડ પદાર્થ ઉપર હાથ ફેરવતાં જો કોઇ પ્રકારનો મોહ ઉત્પન્ન થાય તો તેથી પણ કર્મ-બંધ થાય છે. ઉપરાન્ત કેટલીક વખત આપણા હાથ પગનો દર્દી આદિને સ્પર્શ થતાં તે આશીર્વાદદાયક અને આશ્વાસનજનક પણ નિવડે છે. એટલે સ્પર્શે-ન્દ્રિયનો દુરૂપયોગ ન કરતાં જન્મ, જરા અને મૃત્યુના ત્રિવિધ તાપથી સંતપ્ત થયેલા તથા અશુભ કર્મના ઉદયથી દુ:ખોદધિમાં ડુબી ગયેલા આત્માઓને આ-પણી સ્પર્શેન્દ્રિયથી આશ્વાસન આપવું અને પુણ્ય કર્મ સંપાદન કરવું. આ ઇન્દ્રિયથી આપણે કેટલીય વખત રમત ગમતમાં લીલોતરીની જગામાં રખડી તથા તેવાંજ કર્મો કરી અસંખ્યાતા જીવોનો વિધ્વંસ કરી નાખીએ છીએ અને ક્ષણિક આનંદના પરિણામે આપણે અસહ્ય વેદનાઓના ભોગ થઇ પડીએ છીએ.

(૨) રસેન્દ્રિય–આનું ગુજરાતી સંબોધન 'જીભ' છે. જીભ શબ્દજ ત્હેનો શબ્દાર્થ બતાવી આપવા માટે પૂરતો છે. જીભના ચટકા યાને તીવ્ર રસવૃત્તિથી મનુષ્ય અનેક કુકર્મોના ફંદમાં ફસાય છે. જીભના આસ્વાદને પૂર્ણ કરવા માટે કેટલીક વખત મનુષ્યો ચોરી વિગેરેની પણ અધમતાએ પહોંચી જાય છે. પેટ પૂર્તિનો સામા-

ન્ય ઉદ્દેશ વિસરીને માણસ જીભની મોજ ખાતર કેટલીય સચિત્ત વસ્તુઓનો ઉપભોગ કરી અગણિત જીવોની વિરાધના કરે છે. તેમજ ગૃહસ્થ તરીકેની પ્રતિષ્ટા પણ રસેન્દ્રિયમાં લોલુપ બનેલો જીવ ગુમાવી બેસે છે. અને પરિણામે અધમતાની પરાકાષ્ટાએ પહોંચી જાય છે. ગૃહસ્થોના સામાન્ય આચારમાં પણ રસ-લોલુપતાની સીમા ઉલ્લંઘી જનાર પ્રત્યે બહુજ હલકી દૃષ્ટિથી જોવામાં આવે છે. આમ છતાંય એ રસેન્દ્રિયના ઉપર કાબુ મેળવવામાં આત્મક શક્તિની સ્ફુરણાની અ-ત્યાવશ્યક્તા તેમજ અનિવાર્ય અપેક્ષા રહે છે. કેટલીક વખત સામાન્ય મોહક અને સ્વાદિષ્ટ વસ્તુઓના નિરીક્ષણ માત્રથી મોંઢામાં પાણી છુટે છે અને ઇન્દ્રિય ઉપરનો કાબુ ગુમાવી બેસાય છે. સારા સારા કહેવાતા સંયમીઓ પણ કેટલીક વખત આ ઇન્દ્રિયને આધિન થઇને ઇચ્છવાયોગ્ય નહિ ત્હેવાં કાર્યો કરી બેસે છે. શાસ્ત્રકારો પણ તેથીજ આ ઇન્દ્રિયને વશ કરવા માટે દરેકને બહુજ પ્રયત્નશીલ રહેવાનો ઉપદેશ આપે છે અને શ્રી આચારાંગ સૂત્રમાં પણ જ્યાં સંયમાદિ વિષયક વિવેચન આવે છે ત્યાં જણાવેલ છે કે, કર્મ-ધૂનન કરવા માટે સ્વજનધુનન કર્યા પછી પણ આત્મા

રસ, ઋદ્ધિ અને શાતા એ ત્રણ ગારવોમાં કેટલીક વખત મુંઝાઈ જઇ સાધનાના ઇષ્ટને બહુ દૂર ફેંકી દે છે. તેમજ રસેન્દ્રિયથી કેટલીક વખત પુણ્યબંધનનો પણ સુયોગ પ્રાપ્ત કરી શકાય છે. એટલે આ ઇન્દ્રિય એ પણ શુભ કિંવા અશુભ–વિશેષતઃ અશુભકર્મ-બંધનું કારણ છે.

(૩) **ઘ્રાણેન્દ્રિય**—આનું ગુજરાતી સંબોધન 'નાક' છે. શબ્દાર્થે તરીકે વિચારીએ તો જે ઇન્દ્રિય દ્વારા કોઇ પણ પ્રકારની ગંધ લઇ શકાય તે ઘ્રાણેન્દ્રિય. સુગંધ અને દુર્ગંધ, એ આપણા જીવનમાં ઘર કરી ગયેલી વસ્તુ છે સ્હેજ પણ દુર્ગંધ આવતાં આપણાં માથાં ફરી જાય છે તેમજ સુગંધ માટે હૃદય તલસી રહે છે. બાગ બગીચા વિગેરે સર્વ તે નિમિત્તે રચાય છે. કોઇ પ્રકારની સુગંધ આવે કે તે સુંઘવાને આપણે લલચાઇએ છીએ. અને થોડાક મોજશોખ અને કહેવાતા આનંદ ખાતર પુષ્પાદિક તોડીને તે જીવોનો તથા ત્હેને આશ્રયીને રહેલા અસંખ્યાતા જીવોનો આપણે સંહાર કરી નાખીએ છીએ. એટલે આ રીતે તે પણ કર્મબંધનું કારણ બને છે.

(૪) **ચક્ષુરિંદ્રિય**—આનુ ગુજરાતી સંબોધન 'આંખ'

છે. શબ્દાર્થ પણ એજ. નેત્રને વિષય તે બહુજ વિષમ છે. વ્યભિચાર જેવી કનિષ્ટતમ વસ્તુ પણ એ નેત્રેન્દ્રિયના કારણે માણસમાં પ્રવેશી જાય છે. સૌન્દર્યનાં દર્શન કરવાને હ્રેની આંખો ટળવળે છે. બલ્કિ તેના હ્રદયની ઝંખના પણ તન્મય બની રહે છે. ઉપરાન્ત નેત્રના અનેક વિષયો છે. કોઈ પણ મોહક વસ્તુને નિહાળતાં હ્રેનાં દ્રગ મીટ માંડી રહે છે–તે મેળવવાં માટે લલચાય છે. નેત્રથી કષાયાદિનાં પણ કારણ મળી આવે છે, તેમજ નેત્રથી કેટલીક વખત ઘણાને ફાયદો પહોંચાડી શકાય છે. " બે આંખની શરમ " એવી ગુજરાતીમાં પણ ટુંકી કહેવત છે. એટલે નેત્ર પણ આત્મ પ્રદેશો સાથે કર્મનાં પરમાણુઓને ક્ષીર નીર સ્વરૂપ કરવામાં કારણભૂત બને છે.

(૫) **શ્રોતેન્દ્રિયઃ**—આનું ગુજરાતી સંબોધન ' કાન ' છે. શબ્દાર્થ પણ એજ. કાન પણ નેત્ર જેવીજ વસ્તુ છે. મીઠા સરોદનું ગાણું સાંભળવા માટે કેટલાય પુરૂષો કુલિનતા અને માનવતાથી ભ્રષ્ટ થઇ બજારૂ વેશ્યાઓને ત્યાં વિષયના હડકાયા કુતરા બની પડયા રહે છે. નાટકોમાં પણ એજ બને છે. અને સામાન્ય રીતે દરેક સ્થલે–જ્યાં આકર્ષણની અપેક્ષા રહે છે, ત્યાં ગાનારને

બોલાવવામાં આવે છે. કેટલીક વખત તો મનુષ્ય પોતાની જાતને પણ સંગીતના શોખમાં વિસરી જાય છે અને કર્ણેન્દ્રિયની તૃપ્તિ ખાતર સર્વસ્વનો યાહોમ કરી દે છે. તેમજ કર્ણેન્દ્રિય કષાયાદિના પણ નિમિત્તભુત્ત બને છે. કોઈનું પણ કઠોર વચન સાંભળતાં હૃદય વલોવાઈ જાય અને કર્મનો દોષ કાઢવો મૂકી કુતરૂ જેમ લાકડી મારનાર તરફ નહિ દોડતાં લાકડીને પકડવા દોડે છે તેમ તે પણ ઘુરકે છે અને નાહક કષાય કરી આત્માને બહુકર્મી બનાવે છે એટલે આ ઇન્દ્રિય પણ કર્મબંધના કારણરૂપ છે.

આ પાંચ ઈન્દ્રિયો આશ્રવનાં મૂખ્ય કારણો છે. પાંચમાંની એક એક ઈન્દ્રિયને આધિન થઈને પણ હાથી, માંછલી, ભ્રમર, કુરંગ અને પતંગ દેહાન્ત પામે છે. હાથીને પકડવાની રીત જાણનારા સમજી શકે છે કે, માત્ર સ્પર્શેન્દ્રિયને વશ થઈ હાથી જેવું જંગલી પ્રાણી મનુષ્યના હાથમાં પામર બની રહે છેઃ માંછલી માંસનો ટુકડો ખાવાની રસવૃત્તિથી તીક્ષ્ણ સળીયામાં ફસાઇ પડે છેઃ કમળની સુગંધથી અતૃપ્ત રહેલો ભ્રમર ભાન ભૂલી કમળમાં બીડાય છેઃ મૃગલું શીકારીના ગાણામાં ઘેલું બની મરણને શરણ થાય છેઃ અને દીવાની જ્યોતમાં પતંગીયું હોમાઇ જાય છે. આ વસ્તુ

મનુષ્યને શીક્ષા આપે છે કે, એક ઈન્દ્રિયમાં પણ આ રીતે વાસ્તવિકતા ભૂલી જતાં નાશ નિર્માયો હોય છે તો પાંચે ઇન્દ્રિયોના વિષયોને એકજ સાથે અનુભવી રહેલ બીચારા મનુષ્ય પામરની તે શી ગતિ થશે ? ઇન્દ્રિયના અશ્વો સ્વચ્છન્દપણે ક્રિડા કરી આત્માને માટે અસંખ્યાતા નૂતન ભવોનાં સર્જન કરે છે અને તેથી બચવા માટે દરેક સુજ્ઞે ઈન્દ્રિય-નિગ્રહ કરી ત્હેના વિષયોની આસક્તિથી વિરક્ત બનવું ઘટે.

---

પ્રવચન—

સંસાર, એક સળગતી હોળી છે. ક્ષણે ક્ષણે આત્માને કર્મબંધન કરવાં પડે છે. એનાથી સંયમી આત્માજ પોતાને સંરક્ષી શકવા ઉપરાંત શુભ ધ્યાન અને તપશ્ચર્યાદિ અનુષ્ઠાનોના આચરણથી કર્મ-નિર્જરા કરે છે. માટે ઓ ક્ષણિક સુખમાં આસક્ત થયેલા પ્રાણિ ! સમજ, કાંઇક સમજ ! નહિ સમજે તો કમળમાં ભ્રમર બીડાય તેમ સંસારના વમળમાં તૂં સપડાઇ જઈશ. સંયમ, એજ એથી બચવાનું સાધન છે સંયમહીન આત્મા સંસારનું પરિભ્રમણ વધુ ને વધુ લંબાવે છે.



[ ૬ ]

## આશ્રવ તત્ત્વ ( ચાલુ )



ચાર કષાયઃ-( ૧ ) ક્રોધ, ( ૨ ) માન, (૩) માયા, ( ૪ ) લોભ.

આ ચાર કષાય, એ મનુષ્ય હૃદયમાં સમાએલા મહાન્ રિપુઓ છે. આ ચાર કષાયોના સેવન થકી મનુષ્ય માત્ર પરભવજ બગાડતો નથી કિન્તુ એ ચારના સંયોગે તો ત્હેની વર્તમાન દશા પણ બહુજ બુરી થાય છે. જેટલે અંશે જીવનમાં કષાયોની ઓછપ તેટલેજ અંશે જીવનની વિશિષ્ટતા: જેટલે અંશે કષા-

યોનું બાહુલ્ય તેટલેજ અંશે જીવનની પામરતા: કષાય એટલેજ આત્માનો કસ–સત્ત્વ હુરી લેનાર વસ્તુ. જે આત્મા કષાયાધિન બને છે, જહેને કષાયોનો હુતાસન સળગાવી મૂકે છે, અને જહેના જીવનની પ્રવૃત્તિ માત્ર કષાયમયતાનું સ્વરૂપ પકડે છે, તે આત્મા પોતાના સ્વત્વને વિસરી. એવા અધમ માર્ગે દોરાઇ જાય છે કે જ્યાંથી ત્હેને પ્રતિક્રમતાં અમાપ પરિશ્રમ ઉઠાવવો પડે છે અને આજ કારણે ખાસ આ ચાર કષાયો, આશ્રવના ભેદો લેખાય છે.

**પાંચ અવ્રત:-**

(૧) પ્રાણાતિપાત, (૨) મૃષાવાદ, (૩) અદત્તાદાન, (૪) મૈથુન, (૫) પરિગ્રહ:—કોઈ પણ ત્રસ જીવની વિરાધના કરવી, જુઠું બોલવું, ચોરી કરવી, વ્યભિચાર સેવવો અને જરૂરીઆત કરતાં વિશેષ વસ્ત્રાદિનો સંગ્રહ કરવો અર્થાત્ આ સર્વેને મર્યાદિત બનાવવાં નહિ તેમજ વધુ ને વધુ મેળવવાની ઝંખના કરવી તે પાંચ અવ્રત છે આ વસ્તુઓ આત્મિક સદ્ગુણોના વિકાસને અટકાવનારી છે. આમાંથી મોહ–મૂર્છા આદિ વૃદ્ધિ પામે છે અને પરિણામે પાપનો ભાર વધતાં જીવ નરકાદિમાં ઘસડાઈ જાય છે. માટે આ પાંચ અવ્રત ઉપર સંયમન મૂકી આત્માના મૂળ ગુણોનો વિકાસ કરવો જોઈએ. આ પાંચના સેવનથી પણ આ-

દ્રમા ઘવાતો હોઇ ત્હેને આશ્રવના ભેદો લેખવામાં આવે છે અને આ પાંચનાં પચ્ચખ્ખાણ કરવાથી જ સાધુજીવન મહત્તાને પાત્ર લેખાય છે. આ વસ્તુઓનો સર્વથા ત્યાગ, એજ સાચું સાધુજીવન!

ત્રણ યોગઃ—

(૧) મન. ( ૨ ) વચન. ( ૩ ) કાયાઃ—આ ત્રણ યોગ, એ તો સર્વ ક્રિયાઓનાં મૂળ પાયારૂપ છે. મન, વચન, અને કાયા: એ તો કર્મને આવવાનાં મૂખ્ય દ્વાર. માનસિક અસંયમ, કાબુ વગરની વાચા અને સ્વચ્છંદી કાય પ્રવૃત્તિની ત્રિપુટી જેમ જેમ સબળ થાય તેમ તેમ આત્મા નરક અને નિગોદ પ્રતિ સંચરતો જાય, અને માટેજ તે પણ આશ્રવનાં કારણ લેખાય છે.

પચ્ચીસ ક્રિયાઓઃ—

આ ૨૫ ક્રિયાઓ લગભગ આપણા દૈનિક વ્યવહારમાં નિરંતર અનુભવાય છે અને તે સર્વથી એક યા બીજે માર્ગે આત્મા કર્માવરણથી લધાતો જાય છે. તે સર્વનું વિસ્તૃત વિવરણ નવતત્ત્વનાં સાર્થ પુસ્તકોમાં આપેલ હોઈ અત્રે વિસ્તારવાની આવશ્યકતા નથી. એટલે વાંચક જો આ તત્ત્વથી અનભિજ્ઞ હોય તો કોઈ પણ પુસ્તકમાંથી કિંવા કોઈ જ્ઞાની પાસેથી એ વસ્તુ સમજી લેવા યથોચિત કરે.!

## આશ્રવ તત્ત્વનો ઉપસંહાર.

આશ્રવ તત્ત્વના ઉપરના ભેદો આટલા ટુંકમાંજ પતાવી દેવાનું ખાસ કારણ એજ છે કે, એ વિષે પ્રાય: દરેકે એક યા બીજા સ્વરૂપે કાંઇક તો જાણ્યુંજ હશે. ક્રોધ એટલેજ સળગતી સગડી. એનો સ્પર્શ માત્રજ આત્મસત્ત્વને ભસ્મીભુત કરી નાંખે. ચંડકૌશિકનું દ્રષ્ટાંત જાણનારાને ખ્યાલ હશે કે સંયમના માર્ગે સંચરેલા સાધુ પણ એ આગથી ન બચી શકયા અને પરિણામે મનુષ્યમાંથી દેવ થયા બાદ તત્કર્મના યોગે તીર્યંચની ગતિ પામ્યા. આ વસ્તુસ્થિતિને દ્રષ્ટિ સમક્ષ રાખી દરેક પોતાના જીવનનો ખ્યાલ કરે અને વિચારે કે, દિવસની કેટલી પ્રવૃત્તિઓમાં તે આત્મભાન વિસરી ક્રોધાન્વિત બને છે? બાહ્ય શત્રુઓ કે જે માત્ર નિમિત્ત પૂરતાજ છે ત્હેમના ઉપર ક્રોધ કરનારો-રીસ ચઢાવનારો-ત્હેમનું અશ્રેય કરવામાંજ સાધના માનનારો ભૂલી જાય છે કે, તે અંતર શત્રુને વિશેષત: આધિન થતો જાય છે, તેમજ આવા અનેક બાહ્ય શત્રુઓ ઉત્પન્ન કરે છે પરન્તુ આ સર્વ અજ્ઞાનનું પરિણામ છે. કર્મની સાચી ફીલોસોફી સમજાય અને હૃદયમાં ઠસી જાય કે, સુખ-દુ:ખનાં આવરણ માત્ર પૂર્વ કર્મોનું પરિણામ છે અને બાહ્ય દ્રષ્ટિએ દેખાતી સુખ દુ:ખ દેનારી વ્યક્તિઓ તો માત્ર નિમિત્તજ છે તો ઘણી રીતે

ક્રોધની ઉપશાન્તતા સાધી શકાય. દરેક પળે ગમે ત્હેવા વિકટ સંયોગોમાં પણ આપણામાં સિંહદ્રષ્ટિ આવવી ઘટે. સિંહ જેમ બાણ ફેંકનાર ઉપર જ ફાળ મારે છે તેમ આપણે પણ જ્યારે અને ત્યારે ક્રોધાધિન ન બનતાં ત્હેનું મૂળ કારણ જે કર્મ છે, ત્હેની તરફ ફાળ મારવી જોઇએ અને ત્હેનો નાશ કરવા કટિબદ્ધ થવું જોઇએ તથા આપણને દુઃખ દેવામાં નિમિત્ત બનતા બીચારાં પામર જીવો ઉપર દયાની દ્રષ્ટિ રાખવી જોઇએ !

માન, એ પણ એવીજ વસ્તુ છે. લગભગ સર્વ અનર્થનું મૂળજ આ દુર્ગુણ છે. કેટલીક વખતે આ માનના દુર્ગુણને કારણેજ આપણને ક્રોધ આવે છે. એટલે અહંતા એ તો આપણી જીવલેણ વસ્તુ લેખી શકાય. માનના આઠ પ્રકાર દર્શાવવામાં આવ્યા છે. કોઈ જાતિના મદમાં અંધ છે તો કોઇને કુળના ગૌરવની પડી છે. કોઇ જ્ઞાની હોવાનો ડોળ કરે છે તો કોઈ સદ્‌ગુણશાલીતાનો ! પરન્તુ તે સર્વ ભૂલે છે કે, ત્હેમની કુવાના દેડકા જેવી સ્થિતિ છે. બીચારાઓએ વિશ્વનું વિશાળ ક્ષેત્ર નિહાળ્યું નથી હોતું ! ત્હેમને નથી સમજ હોતી કે, ત્હેના કરતાં અતિ સારા વિદ્વાનો સંસારની સપાટી ઉપર અસ્તિત્વ ભોગવે છે કે જ્હેની પાસે ત્હેની તો એક મચ્છર જેવી દશા થાય ! પરંતુ માની બી·

ચારો 'હુંપદ'માં આત્મતત્ત્વ સમાવી દે છે. 'હુંપદ' નું ખંડન એટલે ત્હેના આત્માને મન કારી ઘા! પરંતુ 'અણમાગ્યાં મોતી મળે, માગી મળે ન ભીખ' તેમ. માનના ભુખ્યાં કુતરાંઓને તો કોઇએ માન આપતું નથી અને જહેને ત્હેની પરવા પણ નથી ત્હેને ચરણે લોકો આપોઆપ આવીને ઢળી પડે છે. માનના દુર્ગુણે તો પૃથ્વીની સપાટી ઉપરથી અનેક સામ્રાજ્યોને નામશેષ કરી નાંખ્યાં છે, અનેક કુટુમ્બોને ખેદાન-મેદાન કરી મૂક્યાં છે અને અનેક વ્યક્તિઓ એના પ્રતાપે ભૂતળ ભેગી થઇ છે. આજે આપણાં ધર્માનુષ્ઠાનોમાં પણ આ દુર્ગુણ પ્રવેશી ગયો છે અને આપણી પુણ્યગર્ભિત પરોપકારી કૃતિઓને આપણે પરભવનું ભાથું માનવાને બદલે-તદર્થે કરવાને બદલે ઇહલૌકિક યશપ્રાપ્તિ માટે બધું કરીએ છીએ. પરિણામ દેખીતુંજ છે કે, અનાજને બદલે ઘાસ મળે છે. ઉપરાંત આ દુર્ગુણથી એવા કર્મબંધો થાય છે કે જેથી આપણા આવનારા અનેક ભવો દુઃખ દ્રારિદ્રયમય બને છે.

માયા અને લોભ એ તો પ્રચલિત દુર્ગુણો છે. ક્રોધ અને માન તો એવા દુર્ગુણો છે કે, કયે વખતે આત્માને સ્પર્શી જાય છે ત્હેની પણ કેટલીક વખત ખબર પડતી નથી અને તેથીજ મ્હોટા સંયમીઓ પણ જાણે-અજાણે ત્હેને આધિન થઇ

જાય છે. કિન્તુ માયા અને લોભ, એ તો દેખીતી વસ્તુઓ છે. ત્હેમાં તો આત્માની ઇચ્છાપૂર્વક કરાએલી ક્રિયાની અપેક્ષા રહે છે. ક્રોધ અને માન એ ગૃહસ્થ જીવનમાં સ્વાભાવિક લેખાતી વસ્તુઓ છે જ્યારે માયા અને લોભને તો સમસ્ત માનવજાતિ ઘૃણાની દૃષ્ટિએ નિહાળે છે. ક્રોધ અને માનમાં પર જીવનો જે પ્રમાણમાં હણાય છે ત્હેનાથી કંઇ ગુણે વધુ અંશે માયાથી અને લોભથી અનેકનાં જીવનો હણાય છે. એટલે માયા અને લોભ તજી ન્યાયસંપન્નતા અને સંતોષ પ્રાપ્ત કરવો! બીજાઓને કુડકપટથી છેતરવામાં અને આખોય લાડવો હજમ કરી જવાની વાસનામાં મનુષ્ય–પ્રાણી માત્ર એવાં અને એટલાં અધમ આચરણો સેવે છે, કે જે વાણીથી વદાવાં વા લેખિનીથી લખાવાં પણ શક્ય નથી. મનુષ્ય બીચારો માનવતા શું ? ધર્મ શું ? વિશ્વબન્ધુત્વ શું ? એ સર્વ વિસરી માયા અને લોભમાં એક ટુકડો રોટલો ખાઇ પેટ ભરનારા માટે બીજાના પ્રાણોનો સંહાર કરતાં પણ નથી અટકતો. પરન્તુ જો તે આગામી ભવનો ખ્યાલ કરતાં શીખી જાય અર્થાત્ ભવભીરૂ બની જાય તો ક્રમશઃ તે આ દુર્ગુણોથી પ્રતિક્રમતો જાય અને અન્તે તે સર્વનો વિજય પણ સાધી શકે. એટલે આ ચાર કષાયોથી દૂર હઠવા માટે, પાંચ અવ્રતોથી યથાશક્ય બચી જવા માટે, ત્રણ યોગ ઉપર સંય-

મન સાધવા માટે તેમજ ૨૫ ક્રિયાઓથી નિવૃત્ત થવા માટે મનુષ્યે પ્રથમ આત્માને ઓળખી કર્માધિન સ્થિતિનો ખ્યાલ કરવો જોઇએ અને સમજવું જોઇએ કે, કર્મોના પ્રભાવેજ આપણને જન્મ, જરા, મૃત્યુ તથા આધિ, વ્યાધિ, અને ઉપાધિની સંતપ્તતા સાંપડી છે. તે તત્સ્વરૂપે સમજી સહવાથી તેનો અન્ત લાવી શકાશે નહિતર આ સર્વ આશ્રવનાં કારણોને આધિન થવાથી તો આત્મા અનન્ત સંસારમાં રોળાઇ જશે !



[ ૭ ]

# ઉંધે માર્ગે



કર્માગમનના માર્ગોને સમજવા માટે આશ્રવ તત્ત્વનું આપણે અવલોકન કરી ગયા. હવે એ વિચારવાનું રહે છે કે, કયી વ્યકિત એ આશ્રવનાં કારણોથી પર રહી શકે છેઃ પૂર્વેના ચાલુ લેખોમાં સ્પષ્ટ થઈ ચૂકયું છે કે, દરેકે પોતાનો આત્મા, કર્મ-મુકિત પામે તે માટે લઇ શકાય તેવા દરેક ઉપાયો લેવા જોઇએ. જે તેમ ન કરી શકે, તે તેથી ઉન્માર્ગે ધસે છે, એ સુનિશ્ચિત સત્ય છે: અને એ દૃષ્ટિએ વિચારતાં વાંચકજ

ખ્યાલ કરે કે, પોતે સીધે માર્ગે છે, ખાડા-ખડીયામાં છે કે ઉન્માર્ગે છે? સૌથી વધુ ત્રીજે માર્ગે, તેથી બહુજ ઓછા મધ્ય માર્ગે અને આંગળીના વેઢા ઉપર ગણાય તેટલા પહેલે માર્ગે આજે સંચરી રહ્યા હશે, એમ મ્હારૂં હૃદય કબુલે છે. એટલે જ્યાં સુધી કર્માગમનના માર્ગોને સમજીને પણ ત્હેની રૂકાવટ ન કરવામાં આવે ત્યાં સુધી વસ્તુ સ્વરૂપે આપણે કાંઇજ મેળવ્યું ગણાય નહિ! મનુષ્ય જન્મે છે: બાલક બને છે: યુવાન થાય છે: પ્રૌઢ અવસ્થા પામે છે અને વૃદ્ધ થઇને દેહમુક્ત થાય છે: પરન્તુ આટલા પરિવર્તનકાળમાં તો તે દેવ પણ બની શકે છે અને નારક બનવાને યોગ્ય પણ થઇ શકે છે. એ સઘળાં જીવનનાં વિધાન છે: જેવી વિધિ અને ત્હેની સબળતા ત્હેવો રંગ અને પરીણામ. જો મનુષ્યને માત્ર મરતાં આવડે તો તે સફળ થઇ જાય: ત્હેનું જીવન પ્રમાણ રૂપ લેખાય: જ્હેને જીવતાં શીખ્યો કહીએ ત્હેને પણ જો મરતાં ન આવડે તો ત્હેનું જીવતર એળે ગયું કહેવાય; એટલે મનુષ્યે જીંદગીનો ભોગ મરણને સફળ બનાવવા માટે કરવો ઘટે! પરન્તુ આજની આપણી દશા તો 'ત્રાહિ, ત્રાહિ' ના પોકારોથી વાતાવરણને ભેદી રહી છે: આપણી જીવન-ક્રિયાઓ, બાહ્યાભ્યન્તર પ્રવૃત્તિઓ સર્વ આપણા આન્તર વિકાસને

અટકાવી રહી છે, વાસનાઓ ઘર કરી ગઇ છે તથા 'ત્યાગ' અને 'ત્યાગી' આપણને ત્રાસદાયક થઇ પડયા છે: કારણ?

એનું કારણ બહુજ ગુઢ છેઃ આપણે અત્યારે ભૂતકાળના ઇતિહાસમાં નહિ ઉતરીએ. તે વખતના આત્મવાદ અને આજના જડવાદનું પૃથક્કરણ કરવાને આ સ્થાન નથી. આજે તો આપણે કાંઇક આપણી વર્ત્તમાન જીવન-દિશા ઉપર દૃષ્ટિપાત કરીશું. છાતી ઉપર હાથ મૂકી, હૃદયને સ્થિર બનાવી, મગજને કોરૂં કરી મનુષ્ય પોતાના જીવનના ભૂતકાલ ઉપર એક પશ્ચાદૃષ્ટિ ફેંકે: આજ પર્યન્તની કરણીઓનું અવલોકન કરેઃ શું દેખાય છે? કેટલું આત્મ તત્ત્વ નજરે ચઢે છે? કદાચ સાગરમાં બિન્દુ સમું! પછી ઉદ્ધારની આશા કેટલી? જન્મ્યા પછીથી અજ્ઞાનભર્યા બાલજીવનમાં અનેરી ક્રિડાઓ કરી: હવે યુવાન થયા અને સમજ આવીઃ કાર્યાકાર્યને વિભકત કરી શકવાની વિવેકબુદ્ધિ મળી. પરન્તુ ત્હેનું કર્યું શું? 'પરણ્યો પીડાએ મરે અને કુંવારો કોડે મરે' આ ગુજરાતી કહેવતને ચરિતાર્થ કરી, નાની ઉંમરમાંથી વિષયવાસનાના અંકુર ફુટયા અને જીવનનો માર્ગ ભૂલાયો: અને યુવાની-તે તો સૌને દિવાના બનાવે: બસ, ત્હેમાં પણ ઝુકાવ્યું: પરન્તુ આ સર્વમાં હું પૂછું છું કે આત્મા માટે શું કર્યું? કાંઇજ નહિ! આનંદ-ચમન ઉડાવ્યાં!! મોજો કરી!!!

પણ એણેજ બધું ભૂલાવ્યું. યુવાન પણ જો એક વખતે અનુભવેલી સૃષ્ટિને પોતાથી જુદી કરી દૃષ્ટિ સ્હામે રાખી ત્હેનું નિરીક્ષણ કરે તો ત્હેનું હૃદય કબુલે કે, ત્હેણે ભયંકર ભૂલો કરી છે–તે ઉંધે રસ્તે દોડી રહ્યો છે!

પરન્તુ આ અમન–ચમન અને મોજ કરતી વખતે તે ત્હેના પરિણામને–ભાવિને વિસરી ગયો હોય છે. ત્હેને નથી યાદ રહેતું કે, તે ગઇ કાલનું ભાથું ખાઇ રહ્યો છે: આજે કાંઈ નહિ કરે તો આવતી કાલે ભૂખે મરવાનું છે: અને હમેશાં કુદરતનો કાનૂન છે, કે વસ્તુ વસ્તુને ખેંચે: પુણ્ય પુણ્યને અને પાપ પાપને! એટલે જો આ માનવ–જીવનનો સદુપયોગ ન કર્યો તો ત્હેને માટે ભાવિ બહુ ભયંકર ઘડાય છે. અને જીવનને સફળ કરવા માટે સર્વશ્રેષ્ઠ વય યુવાની! યુવાની એળે ગઈ તો જીવન રસ–કસ વિહીન બને છે. જેમ જે વર્ષે ચોમાસું ખાલી તે વર્ષ નકામું જાય તેમ જે મનુષ્યની યુવાવસ્થા સાધનારહિત બને ત્હેનું જીવન પણ પ્રાયઃ નિષ્ફળ ગયુંજ લેખી શકાય: પછી તો ભયંકર વૃદ્ધાવસ્થા આવે, આંખે દેખાય નહિ, નાકેથી લીંટ પડે, મોંઢેથી લાળ નીકળે, છાતીએ શ્વાસ ચઢે, ખાધેલું પચે નહિ, હાથ–પગ ઢીલા પડી જાય, શરીરે થાક લાગે ને કંપારી છુટે–સર્વથા દેહમાં અશક્તિ વ્યાપી જાય: પછી ભલા કયે માર્ગે સાધના

સાધી શકાય ? અને એથી તો વધુ ખરાબી એ થાય કે–ક્ષણે ક્ષણે મરણનો ભય હૃદયને વિહ્‌વળ બનાવે ! હૃદયમાં અનેક વિચારો ઉદ્‌ભવે ! જીહ્‌વાની લોલુપતા તેટલીજ વધે અને જીવ પણ ચીડીયો બની જાય ! ધ્યાન કયાંથી ધારી શકાય ! આવી અવસ્થામાં કયી રીતે ચિત્તમાં શાન્તિ સ્થપાય ! ધર્મ અને શુક્લ ધ્યાન ક્યાંથી ધારી શકાય ! આવી અવ-સ્થામાં પણ શાન્તિ, અને સમભાવ જળવાઇ રહે, એજ જીવનની સફળતા ! અને તે ઉપરાન્ત વૃદ્ધાવસ્થા શું આપણને એ પણ ખ્યાલ નથી આપતી કે, આગામી ભવોમાં પણ ત્હેને આવીજ વિષમ પરિસ્થિતિના ભોગ થવાનું છે. જ્યાં જીવન અને મૃત્યુ છે ત્યાં એ પણ પ્રાયઃ સંકળાએલી છે. મનુષ્ય આ દૃષ્ટિએ વિચારે તો અનેક પાપ–કર્મો કરતો થંભી જાય ! અનેક વાસનાઓ ભરી વૃત્તિઓથી વિરમવાને ત્હેનું દિલ ચાહે ! વધુમાં ત્હેને એ પણ વિચાર ઉપજે કે ઉક્ત જરાવસ્થામાં આત્મા માટે તે બહુજ અલ્પ સાધના કરી શકશે એટલે યુવાવસ્થામાંજ જીવન–સાધનામાં ઝંપલાવવાનો ત્હેના હૃદયમાં તનમનાટ વ્યાપે !

આમ થયા બાદ ત્હેની દરેક કાર્યમાં વિવેકદ્રષ્ટિ ઉભી થાયઃ ત્હેને ક્ષણમાત્ર સુખ દઇ અનેક દુઃખોના કારાગૃહમાં કેદ કરનારાં વિષય સુખો પ્રતિ અને તે ભોગવવામાં સ્વત્વ

વિસરી ગયેલા યુવાન દિવાનાઓ પ્રતિ ઉદ્વિગ્ન વૃત્તિ જન્મે! તે વિચારે કે, આ શુષ્ક સુખો વાસ્તવિક રીતે જાળો છે: તે નરક અને નિગોદમાં ખેંચી જાય છે: આત્મતત્ત્વને ભૂલાવી દે છે અને અનંતા સંસારમાં રઝળાવે છે: ક્ષણ ક્ષણની ક્રિયાઓમાંથી ત્હેની વિરક્તતા બહાર પડી આવે, અને ત્હેને દયા ઉપજે કે, બીચારા અજ્ઞાન જીવો હાય! એક ક્ષણિક આનંદ માટે કેટલી વેદનાઓ અને નરકાદિની અસહ્ય યાતનાઓ ઇરાદાપૂર્વક વ્હોરી લે છે!! તેમજ નાનાશા સ્વાર્થ ખાતર તે કેટલાંય જુઠાણું સેવે છે, કુડકપટ આચરે છે અને અન્યાન્ય જીવોનો સંહાર પણ કરે છે: વળી તે વિચારે કે, આ અસ્થિર દેહ કે જે એક વખત પડવાનોજ છે ત્હેના પોષાણમાં–ત્હેને દઢ બનાવવામાં–ત્હેના આનંદમાં અને ત્હેના વિલાસમાં મનુષ્ય કેટલો ઘેલો ગાંડો બની જાય છે અને આત્મા કે જે નિત્ય છે, ત્હેના ઉદ્ધારનો વિચાર સરખોય ત્હેના હૃદયને નથી સ્પર્શી શકતો. આમ વિરક્ત દશા પ્રાપ્ત થયા બાદ ત્હેને મન એક કુતૂહલ ઉભું થાય: ત્હેના આશ્ચર્ય વચ્ચે તે વિચારે કે, એવી તે કયી વસ્તુ છે કે જે મનુષ્યને લોભાવે છે–પોતા તરફ ખેંચે છે–અને ભાન ભુલાવે છે! કયી વસ્તુમાં એવી મજા સમાએલી છે કે, જેથી મનુષ્ય સંસારનાં બન્ધનોમાં ઝકડાવામાંજ મજા માણે!

આ કુતૂહલના પ્રત્યુત્તર રૂપે કદાચ ત્હેના કર્ણમાં એક ધ્વનિ ગાજી ઉઠે કે, કંચન અને કામિનિ: પરન્તુ આ અવાજ કર્ણ સાથે અથડાયો—ન અથડાયો થાય ત્યાં તો ત્હેની વિચારમાળાના મણકા ઝડપથી ફરવા માંડે છે. કંચન! દુનિયામાં લક્ષ્મી કોની રહી અને રહેશે? કારૂણ જેવો અખૂટ સંપત્તિશાલી બાદશાહ પણ એ મૂકીનેજ ચાલ્યો ગયો! રાવણ અને રામનાં સામ્રાજ્ય ઉથલી ગયાં. પૃથુ અને પ્રતાપ જેવા પણ રખડતા રહ્યા. સીકંદર અને સલીમની કીર્ત્તિઓ શબ્દોમાં રહી! પરન્તુ તેઓ શું લઇ ગયા? કાંઇજ નહિ! ખાલી હાથે આવ્યા અને ગયા: પાપ અને પુણ્યને સાથે લેતા ગયા. સંસારની પરિવર્ત્તનશીલતાથી કોઈજ બચી શકતું નથી: ત્હેનો સર્વત્ર પ્રભાવ પડે છે: શ્રીમાન્ અને ધીમાન્ સર્વ એને આધિન છે: એજ સૃષ્ટિક્રમ છે. તો પછી એવી લક્ષ્મીના મોહમાં મનુષ્ય આપને શા માટે વિસરી જાય છે? તેઓ ભુલે છે કે, 'ભલે જન કરે પ્રયત્ન હજાર, ભાગ્ય વિણ મળે ન કોડી'! અને સમસ્ત સંસારમાં દાવાનળ સળગાવનાર અલિક મ્હોટાં મહારાજ્યોને પણ ભસ્મિભૂત કરનાર જો કોઇ પણ વસ્તુ હોય તો તે કંચન અને કામિની! સંસાર એના ઉપર મુગ્ધ છે, અને મુગ્ધ છે માટેજ તે સડે છે, ને સડીને પડે છે. એજ મુગ્ધતા કટુમ્બોને અને સ્નેહિ—સંબંધીઓને

શત્રુ બનાવે છે. જો કંચન અને કામિની બે ઉપરની મૂર્છા ઘટે અને ત્હેની અસ્થિરતા સમજાય—હૃદયમાં વસે તો જીવન વસન્ત ઋતુની માફક ખીલે: મ્હેંકે: અને પોતાની મીઠી સોરભથી વાતાવરણને પણ સુવાસિત બનાવે ! પરન્તુ કંચનના મોહથી કંઇક અંશે બચેલો કામિનીનાં કહેવાતાં નેનબાણોથી વિંધાય છે.

આવા સમયે પેલા વિરક્ત થયેલા આત્માને તો ખરેખર આવી ઘેલછા ઉપર સ્મિત છુટે અને દયા ઉપજે ! સ્ત્રીત્વ અને સૌન્દર્ય પાછળ ભાન ભૂલેલા શું નહિ વિચારી શકતા હોય કે, આખર એ સર્વ છોડવાનું છે ? અરે, છોડવાનું તો છેજ પરન્તુ એ વિલાસોનાં પરિણામે અવાચ્ય આપત્તિઓ સહેવાની પણ છે ! શરીર ઉપરનું સૌન્દર્ય નિહાળી આંખો ઠારનારો, ચંચળ બનનારો અને સ્પર્શ માટે આતુર થનારો એ સૌન્દર્યની અંદર રહેલા ભાગનો ખ્યાલ કરે તો ? મળ—મૂત્રથી, હાડકાં અને લોહીથી ભરેલ આ શરીર ઉપરનું ઢાંકણજ માત્ર સુન્દર છે, એ વસ્તુ સમજાય તો ? તો જરૂર ત્હેની ઘેલછા હઠી જાય: ત્હેના વિચાર ફરી જાય. એ સૌન્દર્ય પાછળ તે ફના થતો અટકી જાય. તે જુએ કે, એ સર્વમાં ક્ષણિક સુખ સમાએલું છે, પરન્તુ તે વિનાશક છે: અનેક દુઃખો ત્હેની પાછળ રહેલાં છે. કિન્તુ ત્હેને એ

પર્વત પાછળ રહેલી ભયંકર ખાઈનું તે સમયે ભાન નથી રહેતું. ત્હેનો કામાગ્નિ એટલો પ્રજ્વલિત થયો હોય છે કે જે સાન–ભાન સર્વ ભુલાવે છે: દુનિઆની બધી મજા અને સંસારનો સર્વ સાર ત્હેને ત્હેમાંજ ભાસે છે: આખર ત્હેમાં ફના થયા બાદ આંખો ઉઘડે છે. સૌન્દર્ય અને સનમનું જગત્ ત્હેને ભયંકર રૂપે દેખાય છે. પણ તે તો રાંડયા પછીનું ડહાપણ ! આ સર્વ વસ્તુઓ ઉપરથી આપણે વિચારી શકીએ છીએ કે દુનિઆ એક મુસાફરખાનું છે. સમય પૂર્ણ થયે ખાલી કરવાનું છે: છતાં આપણે ત્હેને શણગારવા રાચ-રચીલું એકઠું કરી રહ્યા છીએ પરન્તુ સાથે લેવાનું ભાથું તો યાદજ નથી રહેતું. એ શણગારના આનંદમાંજ કાળ પૂર્ણ થઇ જાય છે અને રડતી સૂરતે એ મુસાફરખાનું–યાને મનુષ્યદેહ આપણે છોડી જવો પડે છે. બધું એકત્રિત કરેલું જડ રાચરચીલું સાથ દઇ શકતું નથી. અર્થાત્ મનુષ્યજીવન પ્રાપ્ત કર્યા પછી પણ માત્ર દૈહિક સુખોમાં મસ્ત રહી આ-ત્માને વિસરી જનારા સર્વ ધાર્મિક દૃષ્ટિએ તો 'માર્ગભૂલા મુસાફર' જ લેખી શકાય એટલે કે સંસારી કે સાધુ જો આત્મજ્ઞાન હીન જડતામાં રાચતો હોય તો કહેવુંજ પડશે કે તે ઉંધે માર્ગે જઈ રહ્યો છે.

[ ૮ ]

## મુક્તિ-'એક અન્તિમ લક્ષ્ય.'




સ્ત્રકારો કહે છે કે જે ક્રિયા કરો તે મુક્તિને માટે કરો! મુક્તિ માટે કરેલી ક્રિયાઓજ સફળ છે: બાકી બધી વ્યર્થ છે. દરેક દર્શનકારોનું અન્તિમ લક્ષ્યબિન્દુ મોક્ષ છે. સૌ કોઈ આત્માને સચ્ચિદાનંદ સ્વરૂપ કલ્પી ત્હેવો બનાવવા ઉપદેશે છે: માત્ર વિધિ-વિધાનમાં ભિન્નતા છે. દરેકે મુક્તિ માટેના જુદા જુદા માર્ગો કલ્પ્યા છે-જૈન ધર્મની પ્રરૂપણા આ સર્વેથી અનોખી ને અટુલી રહે છે. એ મુક્તિનો માર્ગ

આપણે આવતા લેખ માટે મુલ્તવી રાખી ગતાંકના લેખના અનુસંધાનમાં ઉતરીએ. આપણે નિશ્ચય કરી ચુકયા કે માનવભવ–એક મુસાફરી છે, જ્યારે આપણે માર્ગભુલ્યા મુસાફર છીએ. મુક્તિ–એજ જો આપણું લક્ષ્યબિન્દુ હોય તો આપણી સર્વ ક્રિયાઓ એ ધ્યેય–પ્રાપ્તિમાં બાધક છે, એમ સ્વીકારવું પડશે. મુક્તિ, એ વિલાસ–નગર નથી કે જ્યાં પહોંચવાનો માર્ગ પણ ત્હેવો હોય! મુક્તિ એટલે આત્માને નિરંજન નિરાકાર બની જ્ઞાનમાં મસ્ત રહેવાનું નિવૃત્તિમય સ્થાન: જ્યારે આજે તો પ્રવૃત્તિ એજ આપણું જીવન બની ગયું છે. સદ્ કિંવા અસદ્ કિન્તુ સર્વ પ્રવૃત્તિમયતાનો સંપૂર્ણતા ક્ષય થયા પૂર્વે મુક્તિનું લક્ષ્ય સધાતું નથી. એટલે જ્યાં સુધી કર્મોનો લેપ આત્મા ઉપર ચઢેલો છે અર્થાત્ જ્યાં સુધી માટીમાંથી સુવર્ણ કણોને કાઢી ત્હેને સ્વચ્છ કરવામાં આવે છે–તેમ આત્મ–પ્રદેશોમાં એકમેક સ્વરૂપે થઈ ગયેલાં કર્મ–પરમાણુઓને સર્વથા દૂર નથી કરાયાં ત્યાં સુધી મુક્તિ ન મળી શકે. આર્યોને તો આ વસ્તુ ગળથુથીમાંજ પવાવી ઘટે!

ઘણાય વિચારકો આજે કહી રહ્યા છે કે આજે આપણે આપણી મૂળ આર્યસંસ્કૃતિથી બહુ દૂર રહી ગયા છીએ અને તેટલેજ અંશે આપણો અધ:પાત થઇ રહ્યો છે. ભારતવર્ષમાં પાશ્ચાત્ય સંસ્કૃતિનો પવન જોસભેર ફુંકાઇ રહ્યો

છેઃ આર્યાવર્તનો મ્હોટો ભાગ લગભગ એજ સંસ્કૃતિની છાયા નીચે ફાલી રહ્યો છે. વચમાં સ્થિતિ એ થઇ પડી છે કે, નથી પૂર્વનું પૂર્ણપણે છુટતું કે નથી પશ્ચિમનું પૂર્ણપણે જીવનમાં ઉતારાતું: એટલે આપણે લગભગ ત્રિશંકુ જેવા થઇ ગયા છીએ પરન્તુ એટલું તો ચોક્કસજ કે પાશ્ચાત્ય સંસ્કૃતિના પરિબળના પ્રતાપે આજે આર્યસંસ્કૃતિનું ઓજસ પ્રતિદિન ક્ષીણ થઈ ઝાંખું પડતું જાય છે. સંસ્કૃતિ, વસ્તુજ એવી છે કે જે મનુષ્ય જીવનમાં મહત્ત્વના અંગ તરીકેનું સ્થાન ભોગવે છે. સંસ્કૃતિના ઉપર તો ધર્મ, સમાજ યા રાષ્ટ્રની ઉન્નતિ કિંવા અવનતિનો મૂખ્ય આધાર છે. જીવનમાં અનેક તત્ત્વોના વિકાસમાં સંસ્કૃતિ અસાધારણ પાઠ ભજવે છે. સામાન્યતઃ માનવજીવનનું ઘડતરજ સંસ્કૃતિને અવલંબીને હોય છેઃ જેટલી સંસ્કૃતિની ઉણપ તેટલીજ સંસ્કારમાં ક્ષણિકતા તેમજ કલુષિતતા ! જેટલી સંસ્કૃતિમાં ઉત્કૃષ્ટતા તેટલીજ સંસ્કારની વિશિષ્ટતા ! દેશનેતાઓ, ધર્મનેતાઓ તથા કેળવણી ક્ષેત્રનું વલણ અને વાતાવરણ સંસ્કૃતિનું મૂખ્ય અંગ છે માટેજ સંસ્કૃતિનો વિકાસ કે વિકાર ધર્મ, સમાજ ને રાષ્ટ્ર ઉપર અસર કરે છે.

આર્ય સંસ્કૃતિ અને પાશ્ચાત્ય સંસ્કૃતિના આદર્શો અને ઉદ્દેશોમાં જેમ જેમ ઉંડા ઉતરીએ છીએ તેમ તેમ

ઉક્ત ઉભય સંસ્કૃતિઓ વચ્ચે રહેલું અસીમ અન્તર કિંવા પરસ્પર વિરૂદ્ધતા સ્પષ્ટપણે દ્રષ્ટિગોચર થાય છે. લાંબા વિચારને અન્તે હું જો આ સંબંધમાં કોઇ નિશ્ચય પર આવી શકયો હોઉં તો તે એજ છે કે, આર્યસંસ્કૃતિનું ચણતર આત્મવાદ ઉપર થયું છે જ્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિનું ચણતર જડવાદ ઉપર થયું છે. આર્યસંસ્કૃતિના આદર્શ અને ઉદ્દેશ દેહદમન અને સાંસારિક વાસનાઓથી વિરક્તતા છે જ્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિના ઉદ્દેશ અને આદર્શ–બધુંય ઇહલૈકિક સુખની સાધનામાં સમાય છે. આર્યસંસ્કૃતિ જ્યારે આગામી ભવોને માટે તૈયાર થવાનું કહે છે ત્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિ આ ભવનેજ સુખી કરવાનું શીક્ષણ આપે છે: આર્યસંસ્કૃતિ જ્યારે આત્મ–સુખની ઝંખના પ્રગટાવે છે ત્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિ દૈહિક ઉપભોગોમાં આસક્તિ ખીલવે છેઃ આમ ઉભય સંસ્કૃતિઓ માનવ જીવનને પરસ્પર વિરૂદ્ધ માર્ગે ઘસડી જાય છે. આ સંસ્કૃતિઓના સ્વરૂપના આધારે જાણે માનવજાતિને પૃથક્ કરતા હોય તેમ પૂજ્યપાદ શ્રીમદ્ ઉમાસ્વામિ મહારાજશ્રી પણ પોતાના તત્ત્વાર્થાધિગમ સૂત્રમાં કહે છે કે, '**मनुष्या द्विविधाः। आर्या म्लेच्छाश्च।**' મનુષ્યો બે પ્રકારના છેઃ–૧. આર્ય, ૨. મલેચ્છ: આર્યની વાસ્તવિક વ્યાખ્યા પણ એજ હોઈ શકે, કે જે મનુષ્ય વા વ્યક્તિ હેય, જેસ

અને ઉપાદેયના મર્મને સમજી તદનુસાર જીવન ઘડવા મથે તે આર્ય: અને આવાનુંજ અન્તિમ લક્ષ્યબિન્દુ મુક્તિ હોઇ શકે: અન્યનું નહિ. 'મુક્તિ' એ જહેનું ધ્યેય નથી ત્હેનું જીવન પણ આત્મમાર્ગથી બહુ દૂર રહે છે. મુક્તિનો આદર્શ અને ત્હેની સાધનાનો ઉદ્દેશ જહેની જીવનકરણીમાં ન ઉતર્યો હોય તે પોતાની જાતને આર્ય તરીકે ઓળખાવવાને યોગ્ય પણ ન લેખી શકાય.

પરન્તુ આજના કહેવાતા આર્યોમાં તો મ્લેચ્છતા વધુપણે પરિણમી ગઇ છે. એક સમય એ પણ હતો કે જ્યારે સમસ્ત આર્યજીવન, એ પુનિત આર્યસંસ્કૃતિથી મ્હેંકી રહ્યું હતું. એ સંસ્કૃતિના સાચા વિધાયકો પણ તે સમયે પૃથ્વીની સપાટી ઉપર વિરાજતા હતા. આજે એતો બધું સ્વપ્નવત્ બની ગયું છે: નથી ત્યાગનું તેજ કે આત્મબલનું ઓજસ્! સાંસારિક વિષયોમાં ચકચુરતા, એજ માનવજીવનની પરમ સાધના મનાતી જાય છે: આર્યસંસ્કૃતિની ઉંચ્ચ ભૂમિકાના પ્રખર વિધાયકો—વિધાયક મહાત્માઓનો આદર્શ અને સંદેશ વિસ્મૃત થતા જાય છે અને જમાનાના પવન સાથે સાચું આર્યત્વ પણ ભૂંસાતું જાય છે. આજે સાચું આર્યજીવન ગુજારનારા અને આર્યસંસ્કૃતિના આદર્શોનું જનતાને ભાન કરાવનારા શિષ્ટ પુરૂષો બહુજ ઓછા પ્રમાણમાં છે છતાંય

ત્હેમની મૌજૂદતા આજે સદ્ભાગ્યનો વિષય છે. આવાઓને ચરણે એ જડવાદના ઉપાસકો અને આર્યસંસ્કૃતિને નિષ્ઠુરપણે તરછોડનારાઓ પણ શિર ઝુકાવે છે. કારણ કે, ત્હેમના હૃદયના ઉંડાણમાં રહેલું આર્યત્વ, એ પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન કરાવે છે.

હવે આપણે મૂળ વિષય ઉપર આવીએ. 'મુક્ત', એજ જહેનું અન્તિમ લક્ષ્યબિન્દુ હોય, તે આર્ય લેખી શકાય: આ દૃષ્ટિએ વિચારતાં સ્હેજે સમજી શકાય કે, આર્ય જીવન એજ જૈનજીવન છે. હવે દરેક વાંચકે વિચારવું ઘટે કે પોતે જૈન કહેવડાવવા છતાં ત્હેના જીવનમાં કેટલે અંશે એ પરિણમ્યું છે! વિષયોની મન્દતા ન કરાય, ત્યાગની ભાવના ન જાગે અને ત્યાગીજીવન પ્રત્યે હૃદયનો અનુરાગ ન જન્મે ત્યાં સુધી વાસ્તવિક આર્યજીવન નથી આવી શકતું. એટલે 'મુક્તિ'ને સાધ્યબિન્દુ રાખીને કાર્ય કરવું, એ દરેકનું કર્ત્તવ્ય હોઈ શકે. પરન્તુ મુક્તિ એટલે શું? તે પ્રથમ સમજવું જોઇએ. તે માટેની શાસ્ત્રીય વ્યાખ્યા એ છે કે, सर्वकर्मक्षयान्मुक्तिः । સર્વ કર્મનો ક્ષય કરવો તે મુક્તિ. પૂર્વના લેખો ઉપરથી આપણે સ્પષ્ટ કરી ગયા છીએ કે, દરેક જીવને કર્મ લાગેલાંજ છે. એ કર્મ છે માટેજ ત્હેનું જન્મ-જરા–મૃત્યુમય પરિભ્રમણ છે. કર્મનો નાશ થયો એટલે તો

નિજાનંદ સ્વરૂપમાં મસ્ત રહેવાનું છે. મોક્ષ વિના કોઈ પણ જીવનો ઉદ્ધાર નથી. જ્યાં સુધી મુક્તિ નથી થઈ ત્યાં સુધી કુવાની ઘટમાળની માફક એક જન્મમાંથી બીજામાં ને બીજામાંથી ત્રીજામાં એમ એક પછી એક ભવમાં રખડવાનુંજ છે. હવે આપણે જોશું કે, મુક્તિવધૂ વરવાના માર્ગો કયા પ્રકારે જૈનધર્મ ઉપદેશે છે.

---

**પ્રવચન—**

વાંચક! તું જૈન હશે. પરન્તુ ત્હારા હૃદય ઉપર હાથ મૂકીને ઉત્તર આપ કે—તું સાચો જૈન છે? વાસ્તવિક સમ્યગ્ દર્શન ત્હને સ્પર્શ્યું છે? જો વાસ્તવિક સમ્યગ્ દર્શન હૃદયમાં સ્પર્શે ને ટકે તો તું મહાભાગ્યવાન છે. પરન્તુ શબ્દલીલામાં નથી મુંઝાવાનું! આતો શ્રી વીતરાગનો માર્ગ છે. ત્યાં તો ત્યાગ, એજ ધર્મ છે, ત્યાગરાહિત્યમાં ધર્મ હોવાનું આ માર્ગમાં તો સંભવતુંજ નથી. ત્યારે વિચાર, ત્હારા હૃદયમાં ત્યાગ માટેની ઝંખના છે? સંસારથી વિરક્ત બનવાને ત્હારી ભાવના છે? એ નથી તો સમજજે કે, સમ્યગ્ દર્શન પણ નથી.

[ ૯ ]

# મુક્તિના માર્ગો.



મુક્તિનાં એકજ લક્ષ્યબિન્દુને અવલંબીને જૈન શાસ્ત્રકારોએ અનેક વિધાનો સરજાવ્યાં છે. કોઇ પણ આત્મા સહેલાઇથી મુક્તિના માર્ગે યથાશકય પ્રયાણ આદરી શકે અને અન્તે પોતાના ઇષ્ટ ધ્યેયની સાધનામાં સફળ થઇ શકે, એ વસ્તુને લક્ષ્યમાં લઈ શાસ્ત્રકારોએ વિધવિધ પ્રકારનાં અનુષ્ઠાનો ઉપદેશ્યાં છે—તથા ત્હેને બંધબેસ્તા એવા સમ્યગદ્દષ્ટિ, દેશ-વિરતિ અને સર્વવિરતિ નામના ધર્મસાધકોના ત્રણ વિભાગો વ્હેંચી કાઢયા છે. મુક્તિના સંબંધમાં ઉલ્લેખ કરતાં સૂરિ-

શેખર ભગવાન ઉમાસ્વાતિ મહારાજ સ્વરચિત તત્ત્વાર્થાધિગમ સૂત્રના પ્રથમ અધ્યાયમાં પહેલું સૂત્રજ એ મૂકે છે કેઃ—

सम्यग्-दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः। *

અન્ય કોઇ પણ દર્શન કિંવા ઇતર ધર્મ શાસ્ત્ર કરતાં જૈન ધર્મમાં દર્શન-શ્રદ્ધાને બહુજ મહત્વનું સ્થાન લેખવામાં આવ્યું છે. જૈનત્વનો વિચાર આચરણ કરતાં શ્રદ્ધાથી પ્રથમ થાય છે. જો કે લોક વ્યવહારમાં પણ શ્રદ્ધાનું તત્ત્વ બહુજ ઉચું લેખાય છે છતાંય જૈન દર્શન તો ત્હેને પોતાના મૂળ પાયા તરીકે સ્વીકારે છે. શ્રદ્ધા, એ હૃદયનો વિષય છે: આચરણ, એ અમૂક અંશે ત્હેનો પડઘો છે. અસત્ય બોલનારમાં પણ અસત્ય બોલવું તે પાપ છે, એટલી તો શ્રદ્ધા હોવીજ જોઇએ. મનુષ્ય ગમે તેવો ચારિત્રહીન હોય પરન્તુ ત્હેણે ચારિત્રશીલતા, એજ આચરણીય વસ્તુ છે એટલું તો અવશ્ય સ્વીકારવું જોઇએ. આ વસ્તુ, એ સત્ય અને ચારિત્ર પ્રત્યે શ્રદ્ધા અને અભિરૂચિ જાહેર કરે છે તથા એજ વસ્તુ સમયે મનુષ્યને સત્ય અને ચારિત્રના માર્ગે દોરી શકે છે. પરંતુ અધમ આચરણો સેવનાર પોતાની અધમતા ન સમજતાં ત્હેનું મંડન કર્યે જાય તો તે ક્રમશઃ બીલ્કુલ નીચતમ બની જાય છે, એટલે સાચાને સાચા તરીકે સ્વીકારવું, તે

* સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચારિત્ર, એ ત્રિપુટી મોક્ષનો માર્ગ છે

શ્રદ્ધા કહી શકાય. આત્મામાં શુદ્ધ શ્રદ્ધાથી પરિણમ્યા વિના મુક્તિ સંભવી શકેજ નહિ.

પરંતુ જૈનશાસ્ત્રોમાં સમ્યગ્ દર્શનનો બહોળોઅર્થ એજ કરાયો છે કે, શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મ પ્રતિ એક નિષ્ઠા ! આ દેવ–ગુરૂ અને ધર્મની તત્ત્વત્રયીમાં અવિચલ માનીનતા ધરાવનાર સાચો જૈન કહી શકાય. જૈન તરીકેનું વાસ્તવિક લક્ષણ શ્રદ્ધા છે. કદાચ ભરનિદ્રામાંથી જગાડીને ત્હેને પૂછવામાં આવે છે કે, ત્હારા દેવ કોણ ? ગુરૂ કોણ ? ને ધર્મ કયો ? તો એજ ઉત્તર મળે કે, વીતરાગ, એજ મ્હારા દેવ ! નિર્ગ્રંથ, એજ મ્હારા ગુરૂ અને જિનેશ્વરો પ્રરૂપિત શાસન, એજ મ્હારો ધર્મ ! આ વિના સર્વ મિથ્યા છે. અને શ્રદ્ધા વિનાની સેવા પણ સફળ થતી નથી. ભાવના વિનાની ક્રિયા જેમ નિષ્ફળ પ્રાયઃ છે તેમ શ્રદ્ધા વિનાનાં અનુષ્ઠાનો પણ સફલ થતાં નથી, માટેજ જ્ઞાન અને ચારિત્રને છોડીને દર્શન–શ્રદ્ધાને પ્રથમ લેવામાં આવી. તેમજ સૂરિશેખર શ્રી ઉમાસ્વાતિ મહારાજે સ્વોપજ્ઞ તત્ત્વાર્થ સૂત્ર ઉપર રચાએલા ભાષ્યમાં પણ એજ ખુલાસો કર્યો છે કે, દર્શનના સદ્‌ભાવમાં જ્ઞાન અને ચારિત્રની સંભાવના છે તથા દર્શન અને જ્ઞાનના સદ્‌ભાવમાં ચારિત્રની સંભાવના છે પરન્તુ દર્શનના અભાવમાં જ્ઞાન અને ચારિત્રની તથા દર્શન અને જ્ઞાનના અભા-

વમાં ચારિત્રની સંભાવના નથીજ. આ વસ્તુ સિદ્ધ કરે છે કે, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ચારિત્રનું મૂળ સમ્યગ્ દર્શન–સુદેવ–સુગુરૂ ને સુધર્મ પ્રત્યેની શ્રદ્ધાજ છે.

દર્શન અને જ્ઞાન પરસ્પર અભેદ સંબંધ ધરાવે છે. જ્ઞાન એ જૈનશાસ્ત્રોનો પારિભાષિક શબ્દ છે. શ્રદ્ધાવિહીન જ્ઞાનને જૈન શાસ્ત્રકારો અજ્ઞાન કથે છે: પરન્તુ આજે તો તર્કવાદ–બુદ્ધિવાદનો જમાનો છે. શ્રદ્ધાનું તત્ત્વ પ્રતિદિન ક્ષીણ થતું જતું દેખાય છે. શાસ્ત્રકારો અને શાસ્ત્રો ઉપરની શ્રદ્ધાને ગુરૂડમવાદના નામે સંબોધવામાં આજે કેટલાકો મજા માણે છે: છતાંય આશ્ચર્ય તો એ છે કે, તેઓ ગુરૂનાં ચીલે ચીલે ચાલવામાં અને ગુરૂનાં પેટભરીને ગાણું ગાવામાં જરા પણ કસર રાખતા નથી. ગુરૂના નામની પાછળ અનેક પ્રકારની ઘેલછાઓ ઉભી કરવામાં કદાચ ત્હેમની કર્તવ્યશીલતા સમાઇ હશે ! ! પરન્તુ જો તેમજ હોય તો ' ગુરૂડમવાદ ' ના નામે કોલમો ભરીને અનેકોને શ્રદ્ધાથી ચ્યુત કરાવવામાં કયું તત્ત્વ છુપાયું હશે ? એક પક્ષ આવો છે ત્યારે વળી બીજો પક્ષ આખા જૈન સાહિત્યમાં વિકાર થયાનું પોકારે છે અને સારીય જૈન આલમ ઉન્માર્ગે દોરાઈ રહ્યાંનાં પીપુડાં ફુંકે છે, કિન્તુ એવા અને એત્રાઓની આજુબાજુ રહેનારા ગોઠીયાઓની જીવન–રહેણી–કહેણી તપાસો તો એ જ્ઞાનીના (?)

નવાં અવતારોની વાસ્તવિકતા પીછાની શકાય. આમ સમાજમાં ભીતરનો સડો વધતો જાય છે. એટલે શ્રદ્ધાનું તત્ત્વ જાણે સમાજમાંથી કમીજ થતું જતું હોય, એમ જણાય છે.

પરન્તુ આપણે જોઇ ગયા કે, શ્રદ્ધા વિના જ્ઞાન સંભવતુંજ નથી. શ્રદ્ધા છે ત્યાંજ જ્ઞાન છે. છતાંય વિચારવાનું છે કે, આજે કેટલાય લોકો જ્ઞાન શબ્દનો દુરૂપયોગ કરી રહ્યા છે. આપણે ત્યાં નિર્ગ્રન્થ પ્રવચન છે કેઃ—

[1] **जे एगं जाणइ से सव्वं जाणइ जे सव्वं जाणइ से एगं जाणइ** અને લોકોમાં પણ કથન છે કે, [2] **सा विद्या या विमुक्तये!** એટલે આવાજ જ્ઞાનને માટે શ્રી દશવૈકાલિક સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે, [3] **पढमं नाणं तओ दया!** આ સર્વ ઉપરથી સિદ્ધ થાય છે કે, શાસ્ત્રકારો જે જ્ઞાન કહે છે તે જ્ઞાન અને આજે વ્યવહારૂ કેળવણીના અર્થમાં વપરાતા જ્ઞાન શબ્દમાં બહુજ ફરક છે. જે જ્ઞાન, જે વિદ્યા કે જે કેળવણી આત્માની વાસ્તવિક પીછાન ન કરાવી શકે અને આપણી દૈહિક ને ઐહિક પ્રવૃત્તિઓને પ્રમાણાતીત

---

(૧) જે એકને (આત્માને) જાણે છે તે સર્વને જાણે છે. જે સર્વને જાણે છે, તે એકને (આત્માને) જાણે છે. (૨) જે મુક્તિને માટે (સહાયરૂપ) બને તેજ વિદ્યા કહેવાયઃ (૩) પ્રથમ જ્ઞાન ને પછી દયા.

વધારી મૂકે, ત્હેને જ્ઞાનજ ન કહી શકાય: તે સર્વ અજ્ઞાન છે. આજે સમાજમાં અસ્તિત્વ ધરાવતી લગભગ ઘણીખરી સંસ્થાઓએ જ્ઞાન પ્રચારના નામે દ્રવ્યોત્પાદન કર્યું હશે અને કરતી હશે પરન્તુ ત્હેમણે તે દ્રવ્યને તદ્રૂપે કેટલું સફલ કર્યું, તે તપાસીએ તો આપણુને બીલકુલ નિરાશજ થવું પડે. જ્ઞાનના નામે દ્રવ્ય પેદા કરનાર સંસ્થાઓ જો વિદ્યાર્થી-ઓમાં સુદેવ ગુરૂ-ધર્મ ઉપરની ઉંડી શ્રદ્ધા ઉત્પન્ન ન કરી શકે અને વિરૂદ્ધમાં, વિચિત્ર વિચારકોને હાથે પગે સબલ બનાવે તો હું માનું છું કે, એ દ્રવ્યનો દુરૂપયોગજ છે. એટલે જે સંસ્થાઓ આ જૈન ધર્મના મૂળ હેતુભુત શ્રદ્ધાસંયુત જ્ઞાનની દિશાએ કાર્ય ન કરતી હોય, ત્હેવી સંસ્થાઓએ જ્ઞાનના નામે લોકોને ભ્રમણામાં નજ નાખવા જોઇએ. આથી કોઇ એમ માનવાને ન પ્રેરાય કે, હું સંસ્થા-ઓથી વિરૂદ્ધ છું. એ સંબંધીના મ્હારા વિચારો તો સમયે વાંચક જોઇ શકશે પરન્તુ એટલું તો અવશ્ય ઈચ્છવા યોગ્ય લેખાય કે વ્યવહારૂ દૃષ્ટિએ કાર્ય કરતી સંસ્થાઓએ જ્ઞાનના નામે સમાજને વિભ્રાન્ત ન બનાવતાં ત્હેમાં રહેલો સાધર્મિક વાત્સલ્યનો ઉંડો હેતુ સમજાવવો.

કેટલીક સંસ્થાઓમાં તો સાધર્મિક વાત્સલ્યનો હેતુ પણ ઘટી શકતો નથી. પરન્તુ ત્યાં અનુકંપા દાનના

—શ્રી ચિત્તવિજયજી.

આશયને ઘટાવી શકાય છે. ટુંકમાં આપણે જે અત્રે જોવાનું છે, તે એજ છે કે સમ્યગ્દર્શન અને જ્ઞાન બેઉ અભેદ્ય સંબંધ ધરાવે છે અને શુદ્ધ શ્રદ્ધાના અભાવમાં જ્ઞાનનો સદ્ભાવ હોવાનું સંભવી શકતુંજ નથી: તથા બાહ્ય જ્ઞાન સંભવેછે તો એ જૈનદૃષ્ટિએ અજ્ઞાન છે. આત્માના મૂળ સ્વરૂપની પીછાન થયા બાદજ ધર્મની પરિણતિ થાય છે, કારણ કે ધર્મ તેઓનેજ કહી શકાય કે જે. આત્મોદ્ધાર માટે કરવામાં આવતો હોય. તે ક્રિયાઓ ને તે પ્રવૃત્તિઓ કે જે આત્માને ભૂલાવે છે, તે વાસ્તવિક રીતે ધર્મજ ન કહી શકાય. પરન્તુ આ જ્ઞાન પ્રાપ્ત થયા બાદ એ સાંસારિક પ્રવૃત્તિઓની મન્દતા થવી જોઇએ. શ્રદ્ધા અને જ્ઞાનની વાસ્તવિક સફળતા તો ચારિત્રના યોગથી છે અને સૂરિશેખર શ્રી ઉમાસ્વાતિ મહારાજ એ ત્રિપુટીની એકત્રતાનેજ મોક્ષનો માર્ગ કહે છે. એટલે શુદ્ધ શ્રદ્ધા અને શુદ્ધ જ્ઞાન પેદા કર્યા પછી પણ મુક્તિ માટે શુદ્ધ ચારિત્રની અપેક્ષા રહે છે. એટલે આપણે આવતા લેખોમાં ચારિત્રના આરાધક દેશવિરતિ અને સર્વવિરતિ વિષેનો કાંઇક વિચાર કરીશું.



## [૧૦]

# ज्ञानक्रियाभ्यां मोक्षः *



મુ. ક્તિના માર્ગો પ્રરૂપતિ અનેક વ્યાખ્યાઓમાં ઉક્ત વ્યાખ્યા પણ વપરાય છે અને તે ગયા લેખમાં આપાએલી સૂરિશેખર શ્રીમદ્ ઉમાસ્વાતિ મહારાજના **सम्यग् दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः।** ને પણ યથાસ્થિત રૂપે બંધબેસતી છે. દર્શન અને જ્ઞાનની પરસ્પર અભેદતા આપણે જોઈ ગયા હવે 'દેશવિરતિ અને સર્વવિરતિ'ના વિષયમાં કેટલુંક વિચારીશું. મુક્તિને અંગે સર્વ વ્યાખ્યાઓ ઉપર સર્વ દ્રષ્ટિએ

---

* જ્ઞાન અને ક્રિયા-ઉભયના સંયોગથી મુક્તિ મેળવી શકાય છે

દૃષ્ટિપાત ફેંકવામાં આવે તો મુક્તિ માટે ત્યાગ—એક અનિવાર્ય વસ્તુ બને છે. ચારિત્ર અને ક્રિયાનો પારસ્પરિક અકાટ્ય સંબંધ છે. ક્રિયાની શીથીલતાથી ચારિત્રની ઉત્કટતા સંભવતી નથી. ત્રણુ યોગો—મન, વચન, કાયા—પણુ એજ સૂચવે છે. માત્ર મનથી, માત્ર વચનથી કે માત્ર કાયાથી સર્વથા સિદ્ધિ નથી. આમ છતાંય 'જમાનાવાદ'ના નામ પાછળ ચલાવાતાં અનેક કરતૂતોમાં મન અને કાયાથી વિભક્ત કરીને મન ઉપર મર્યાદાધિક ભાર મૂકવામાં આવે છે તથા તેવાઓ તરફથી પ્રતિપાદન કરવામાં આવે છે કે, **मन चंगा तो कठरोट में गङ्गा ।** આવું એક બીજું પણુ સૂત્ર વપરાય છે કે—**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।** અર્થાત મન જો શુદ્ધ હોય તો કથરોટમાં ગંગા છે યાને મનુષ્યોનું મન, એજ બંધ અથવા મોક્ષનું કારણુ છે.

'મન' માત્રને સિદ્ધિ કે સંસારનું કારણુ માનવામાં આવે તો ઉપર કહેલા સૂરિપુરંદર શ્રીમદ્ ઉમાસ્વાતિ મહારાજના સૂત્રને સ્ખલના પહોંચે છે. આજે આપણા સમાજના સુધરેલા યુવાન વર્ગમાંથી ક્રમશઃ ક્રિયાભિરૂચિ કમી થતી જાય છે. તેઓને પ્રતિક્રમણુ કે સામાયિક, પૂજા કે વ્યાખ્યાન, ગુરૂ સેવા કે દેવદ્રવ્ય વૃદ્ધિ, ઉપધાન કે ઉજમણાં—સર્વ અપ્રિય ને નિરસ થઇ પડેલાં છે. એમાં કાંઇ ઉંડું તત્ત્વ

હોય, પુણ્યોપાર્જન થઇ શકતું હોય કે સાધર્મિક વાત્સલ્ય બજાવી શકાતું હોય-એવું ભાસતું નથી. એ તો ત્હમને એમજ પૂછશે કે ત્હમે અમ્હારે માટે શું કર્યું? પોતે નહિ વિચારે કે એ સુધરેલા સાહેબે ખીસ્સામાંથી કેટલાં દોઢીયાં કાઢયાં? ખેર, અત્રે વિષયાન્તરના ભયે ઉંડા ન ઉતરતાં એ વિષય કોઇ અન્ય લેખ માટે મુલ્તવી રાખીશ. અત્રે જે દર્શાવવાનું છે તે તો એટલુંજ છે કે, આજે કેટલાકો જે એમ કહે છે કે; ગમે તેમ કરો-ગમે તે ખાવ-ગમે તેમ ફરો-માત્ર મન શુદ્ધ રાખજો એટલે ત્હમારા સર્વ ગુન્હાઓ માફ છે. કોઇનું ખૂન કરવું હોય તો ભલે કરી નાખજો કિન્તુ મનને જરાય અપવિત્ર નહિ થવા દેશો તો ત્હમે જળમાં કમળ જેમ નિર્લેપ રહી શકશો, આ માત્ર ભ્રમણા અને અજ્ઞાન છે. મનને સાફ સાફ રાખજો. ગમે તેવી કરણી કરવી તે સફળ કે અફળ નથી એમ માનવું ભૂલભરેલું છે. મન ઉપર એટલો ભાર મૂકી શકાયજ નહિ. શુદ્ધ મન, શુદ્ધ ક્રિયાની અપેક્ષા રાખે છે. જૈન શાસ્ત્રકારો તો મન, વચન, અને કાયાની ત્રિપુટી ઉપર પૂર્ણ સંયમન મૂકવાનું મુમુક્ષુ માટે ફરમાવે છે.

કેટલાકોનું એમ માનવું છે કે, અમૂક વસ્તુનું મનથી ચિંતવન થઇ ગયું કે માનસિક લાલસા ઉત્પન્ન થઇ એટલે

પછી તે કાર્ય કરો કિંવા નહિ પરન્તુ ત્હેનું પાપ તો ત્હેને જે લાગવું હતું તે લાગીજ ચૂક્યું ! આ માન્યતામાં પણ અજ્ઞાનતા છે. માનસિક ચિંતવન અને સક્રિયતા બેઉ વસ્તુમાં ઘણોજ ભેદ છે. કર્મ ફીલસોફીમાં માત્ર મન ઉપર સર્વ વસ્તુના બંધ અને મોક્ષનો આધાર નથી રખાયો. કર્મ ફીલસોફી કહે છે કે '**ક્રિયાએ કર્મ ને પરિણામે બંધ**'. લાડુ–ઘી, ગોળ ને આટાથી બની શકે છે. છતાં ત્હેમાં અનેક પ્રકારની વિભેદતા રહે છે. જેવું ઘી ત્હેવો તે બને છે. તેમજ અમૂક ક્રિયા કરવાથી કર્મ તો લાગેજ છે પરન્તુ ત્હેના ભાવ-પરિણામ ઉપર ત્હેની સખ્તાઈ કે ઢીલાશનો આધાર રાખે છે. એટલે કર્મની અતિતા કે સંકીર્ણતા ભાવને અવલંબે છે. કહેવાનું તાત્પર્ય એ છે કે માત્ર ભાવથી સર્વથા સિદ્ધિ થઇ શકતીજ નથી. સર્વથા સિદ્ધિ માટે તો ક્રિયા અને પરિણામ બેઉ શુદ્ધ જોઈએ. શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે કે, ચક્રવર્તીનો ઘોડો મરીને સ્વર્ગમાંજ જાય અને કારણમાં ત્હેનું કાયિક બ્રહ્મચર્ય દર્શાવાય છે. ચક્રવર્તીનો ઘોડો એ ત્હેનું રત્ન ગણાય છે અને ત્હેને તીવ્રતમ વિષયવાસના હોય છે. પરન્તુ એના ઉપર એટલો સખ્ત જાપતો રખાય છે કે, તે સારાય જીવનમાં એક પણ વખત વાસનાપૂર્તિ નથી કરી

શકતો અને જીવન દુર્વાસનામાં વ્યતીત કરે છે. આમ છતાંય માત્ર કાયિક બ્રહ્મચર્યથી સ્વર્ગે જાય છે.

એટલે માત્ર મન ઉપરજ મદાર બાંધનારાઓ અત્રે પરાસ્ત થાય છે. જો માનસિક અશુદ્ધિ કિંવા માનસિક વાસનાજ અધોગતિમાં ઘસડી જવાને બસ હોય અને શુદ્ધ ક્રિયા ત્હેની રૂકાવટ કરવાને અસમર્થ હોય તો ચક્રવર્તીના ઘોડાનું આ ઉદાહરણ જુદું ઠરે છે એટલે મનશુદ્ધિ પણ ગમે ત્હેવી હોય છતાંય તે સર્વથા સિદ્ધિ માટે કાયિક શુદ્ધિ અને નિષ્પાપ ક્રિયાકાંડની અપેક્ષા જરૂર રાખે છે. આ ઉપરાન્ત એથી પણ આગળ વધી શકાય કે, જૈન શાસન મન કરતાં કાયાની શુદ્ધિમાં વિશેષ માનનાર છે. મન નજ કાબુમાં રહે તો ભલે પણ કાયાને તો એ માર્ગે નજ જવા દો. કાયા ગઇ તો સર્વસ્વ ગુમાવશો ને કાયા છે તો કાંઇક છે. મનને મર્કટની ઉપમા આપવામાં આવે છે. ત્હેના ચાંચલ્ય માટે શાસ્ત્રકારોએ અતિતમ વર્ણન કરેલાં છે અને વાસ્તવિક દરેકનો અનુભવ પણ એજ કહે છે કે મનને કાબુમાં રાખવું દુષ્કર છે. એટલે મન મલિન થયા પછી પણ શુદ્ધ ક્રિયા કરવાનું છોડવું ન ઘટે: કારણ કે મનશુદ્ધિ સિવાય પણ નિયમોનું પાલન તેમજ દેહસંયમન નિરર્થક નથી. અર્થાત કેટલાકો જે મન વગરની ધર્મ ક્રિયાઓ કરવાનો વિરોધ

કરનારા છે અને પ્રતિક્રમણ સામાયિક–પૂજા–બ્રહ્મચર્યાદિના પાલનમાં ભાવ વગર કરવું નિરર્થક છે, એમ કહેનારા–એકાન્તે એમ કહેનારા છે તે જુડા છે. એક ભાષાકવિ પણ કહે છે કે,

" मन जायं तो जाने दे, मत जाने दे शरीर,
विना चढाये कामठी कहाँ लगेगा तीर. "

આથી હું માત્ર એકજ પક્ષ સિદ્ધ કરવા નથી ઈચ્છતો. કલ્યાણ મન્દિર સ્તોત્રના કર્ત્તા પ્રખર વિદ્વાન્ શ્રી સિદ્ધસેન દિવાકર પણ કલ્યાણ મંદિર સ્તોત્રની ૩૮ મી ગાથાનું છેલ્લું પદ એ મૂકે છે કેઃ—

' यस्मात् क्रियाः प्रतिफलन्ति न भावशून्याः । '

તેમજ આત્મમસ્ત યોગીવર શ્રી આનંદઘનજી મહારાજ પણ એક સ્થળે કહે છે કેઃ—

' मन जीत्युं त्हेणे सघळुं जीत्युं '

પરન્તુ આ બેઉ વાકયોમાં મ્હને સાફ સાપેક્ષતા દેખાય છે. સિદ્ધસેન દિવાકર આત્મગર્હાગર્ભિત ભક્તિમાં કહે છે અને શ્રીમદ્ આનંદઘનજી મહારાજનાં વાકયો તેઓશ્રીની બીલ્કુલ યોગમસ્ત સિદ્ધ કરે છે. છતાંય મન, એ કાંઇ સામાન્ય

વિષય નથી. માત્ર જોવાનું એટલુંજ છે કે, સર્વ વસ્તુઓમાં માત્ર મનજ કારણુ છે એમ ન મનાય ! એમ માનીએ તો સત્ક્રિયાઓ કિંવા બાહ્યશુદ્ધિ તેમજ વ્યવહારશુદ્ધિને પણુ સ્ખલના પહોંચે છે અને શ્રી સિદ્ધસેન દિવાકરજી પણુ ક્રિયાને તો કબુલ રાખેજ છે–માત્ર ભાવવિહીનતાનો પ્રતિકાર કરે છે. એટલે મન અને કાયાને પારસ્પરિક અકાટય સંબંધ છેઃ મન-શુદ્ધિ સક્રિયતાની અનિવાર્ય અપેક્ષા રાખે છે. એટલે મન અને કાયા બેઉ શુદ્ધ થવાં જોઇએ.

ત્યારે હવે વિચારવાનું એ રહે છે કે, મન કે કાયાની શુદ્ધિ થાય કયારે ? નિષ્પાપ કાયિક શુદ્ધિ, એ મનશુદ્ધિનું કારણુ છે. સપાપ ક્રિયાઓ અને સપાપ પ્રવૃત્તિઓમાંથી માન-સિક શુદ્ધિ જન્મતી નથી અને કદાચ જન્મે છે તો તુર્ત મરવાને માટેજ. માનસિક શુદ્ધિ અર્થે કાયાનાં દરેક પ્રકારનાં કૃત્યો ઉપર કાણુ મૂકાવો જોઇએ. કાયાની કસોટી થાય ત્યારે પણુ મન શુદ્ધ ને અવિચલ રહે, કાયા ઉપર અનેક પ્રકારના પ્રહાર થતાં હોય છતાં મન આત્મરમણુતા અનુભવે તેમજ વિકટ સંયોગો વચ્ચે પણુ મનનું એક પરમાણુ પણુ ન લલચાય કે ન લોભાય તોજ મન જીત્યું કહેવાય. બાકી જે આજે મનશુદ્ધિના નામે ડોળ કરવામાં આવે છે તે તો દંભજ છે. ઘણુાય કહે છે કે ઈશ્વર તો હૃદયમાં છે. દેરાસર જવાની શી

જરૂર ?’ આવાઓનું અજ્ઞાન દયાને પાત્ર છે. પોતે પોતાની જાતને છાજતી શુદ્ધ ક્રિયા ન કરી શકે તેટલા ખાતર આવા ખોટા બચાવો ઉભા કરીને શાસ્ત્રને શસ્ત્ર તરીકે વાપરે છે. આથી કોઈ પણ વાંચક એમ માનવાને ન પ્રેરાય કે, માત્ર બાહ્ય ક્રિયાશુદ્ધિમાં–વીસમી સદીમાં સુધરેલા (?) ખાં લેખકોના શબ્દોમાં કહું તો ક્રિયાજડતામાંજ હું માનનારો છું. બેઉ માનું છું. ક્રિયા શુદ્ધ હોવી જોઇએ. અને મન પણ શુદ્ધ હોવું જોઇએ. બેઉ શુદ્ધ થાય ત્યારેજ મોક્ષ મળે. એટલે દૈહિક ક્રિયાઓમાં શુદ્ધિ લાવવા માટે અને તે રીતે માનસિક શુદ્ધિ સાધવા માટે સંયમનની પરમ આવશ્યકતા છે અને તેજ દૃષ્ટિએ દેશવિરતિ ને સર્વવિરતિ એવા ત્યાગીઓના ભેદ પાડવામાં આવેલ છે.



**પ્રવચન—**

વિષ્ટાનો કીડો વિષ્ટાના લાંબા સંયોગથી ત્હેમાં મજા આણુતો થઇ ગયો હોય છે તેમ સંસારના કેટલાક આત્માઓ વિષય–લોલુપતામાં સાનભાન ભૂલીને અમૂલ્ય રત્ન સમા મનુષ્યભવને હારી જાય છે, ને આત્માને અધોગતિમાં ઘસડી જાય છે. વાંચક ! સંભાળજે કે, ત્હારી પણ એ દશા ન થાય !

[ ૧૧ ]

# ત્રિયોગનું એક્ીકરણ.




ત લેખ ઉપર પુનઃ કાંઇક પ્રકાશ નાંખવાની આવશ્યકતા રહે છે. મન, વચન, કાયાઃ આ ત્રિયોગનો વિષય અત્યન્ત ગહન છે તેમજ ત્હેનું પૃથક્કરણ કરવું પણ બહુજ દુષ્કર છે. મન, સર્વ વસ્તુઓમાં મૂખ્યતા ધરાવે છે પરન્તુ વાચિક ને કાયિક શુદ્ધિ વિના માનસિક શુદ્ધિ યથાસ્વરૂપે પ્રગટતી નથી. મુક્તિની સાધનાને અર્થે ક્રિયાશુદ્ધિ આવશ્યક વસ્તુ છે જ્યારે માનસિક શુદ્ધિ અનિવાર્ય લગભગ છે. વચન અને કાયાની પ્રવૃત્તિ મન ઉપરજ આધાર રાખે

છે. જગત્‌નો કોઇપણ પદાર્થ, કોઇ પ્રકારની દુન્યવી લાલસા, અહંતા કે મમતા તેમજ રાગદ્વેષાદિ સર્વનું મૂળ મન ઉપરજ છે. માનસિક સંયમ કેળવ્યા બાદ કોઇ એવી ક્રિયા રહેતી નથી કે જે અધોગતિમાં દોરનારી હોય! મન, આત્મમસ્ત બને તો વચન અને કાયાના તાર આપોઆપ હેની સાથે સંધાય છે ને ત્રિયોગનું એકીકરણ થાય છે. મનનો વિજય મેળવ્યો એટલે તપ કે જપની અપેક્ષા રહેતી નથી. મન અશુદ્ધ હોય, વિકારી હોય, ક્રોધ–માન–માયા લોભના કષાય ચતુષ્ટયથી ભરપુર હોય, પાપ વાસનાઓથી વાસિત હોય ને પુદ્‌ગલાનન્દી બની ગયું હોય ત્યાં સુધીની કાયિક ને વાચિક સંયમનથી જે ફલ પ્રાપ્ત થવું જોઇએ, તે મળતું નથી એટલે તે નિરર્થક પ્રાયઃ થાય છે. પ્રવૃત્તિનું પાવિત્ર્ય ને મનની નિર્મળતા મળે તોજ ઇષ્ટ સિદ્ધિ સાંપડે છે. બાકી ગમે તેટલા ઉંચ્ચ પ્રકારની પ્રવૃત્તિઓ કરવામાં આવે પરન્તુ હેમાં મન શુદ્ધ સ્વરૂપે ન પરોવાએલું હોય ત્યાં સુધી તે ક્રિયાઓ ઉચિત ફલદાતા થઇ શકતી નથી!

પણ આ સ્થળે એ સ્ફુટ્ થવું જરૂરી રહે કે, મનશુદ્ધિ કોને કહેવી? માનસિક સ્વચ્છન્દને પોષવાથી ક્ષણિક તૃપ્તિ થાય હેને? દેવ–દર્શન–પૂજનને બદલે મન ખાવા પીવા ને આરામ કરવામાં મજા માણે હેને? પ્રતિક્રમણ–પડિલેહણ–

સામાયિક વિગેરેની અભિરૂચી ન થતાં ભક્તો વધારવાની, લોકોને વશ કરવાની, મીઠાં પણ મિથ્યા કે માયાભર્યાં વચનોથી આગન્તુકોને વ્યામોહ લગાડવાની–ઇચ્છા કરવી ને ત્હેની પ્રવૃત્તિ આદરવી, તે શું માનસિક શુદ્ધિ છે? પદવીની ઝંખના હોય, શિષ્યોનો મોહ હોય, માનની કાંક્ષા હોય ને મોટાઇની વાસના હોય તે શું મનશુદ્ધિ કહેવાય કે? વિષય વાસનાઓ પૂર્ણ કરાતી હોય, દ્રવ્ય સંચિત કરવાની તાલાવેલી લાગી હોય, સંતતિને સુખી કરવાની જીજ્ઞાસા હોય, મ્હોટા પેઢીધર થવાની આકાંક્ષા હોય, લોકોની પેટપૂર નિન્દાઓ કરવામાં કર્તવ્ય સમજાતું હોય, મ્હોટી મહેલાતોમાં રાચવાની ઉત્કણ્ઠા હોય ને માત્ર ધાર્મિક અનુષ્ઠાનો આદરવાના સમયેજ આળસ આવતી હોય તે કહેવાતી માનસિક શુદ્ધિ–પ્રવૃત્તિ તારક કહેવાય કે વિનાશક?

ધાર્મિક અનુષ્ઠાનો આદરવામાં આળસ કરનારા જ્યારે બચાવ કરવા મેદાને પડે છે ત્યારે માનસિક શુદ્ધિની ઢાલ ધરે છે. તેઓ કહે છે–'પ્રતિક્રમણ કર્યા વિના, પ્રભુનાં દર્શન કર્યા વિના ને તપશ્ચર્યા આદર્યા વિના પણ મન શુદ્ધ રહે તો સિદ્ધિ છે. એ બધી ક્રિયાઓ તો માત્ર નિમિત્ત છે બાકી સાચી સાધના તો મનની કરવાની છે. મનઃ સંયમ કેળવાયા બાદ એવી પ્રવૃત્તિઓની ખાસ જરૂરીઆત રહેતી

નથી. ઘરબેઠાં કે ઉપાશ્રયમાં રહીનેજ પ્રભુધ્યાન થતું હોય તો દેરાસર જવાની શી જરૂરીઆત છે? પ્રતિક્રમણનાં સૂત્રો પોપટની માફક પઢી જવા કરતાં આત્મવિચારણા ને આત્મિક નિરીક્ષણ કરવું શું ખોટું છે?' આ વિચારો જેટલા મોહક છે તેટલાજ ઘાતક પણ છે. એથી તો વાસ્તવિક આત્મિકતાનો ધ્વંસ થાય છે. જે પદની પ્રાપ્તિ અર્થે પ્રયાસ સેવાય છે, ત્હેનાથી દૂર હઠાય છે. આનું કારણ એ છે કે, ત્હેને માનસિક શુદ્ધિનાં વાસ્તવિક કારણો વિકૃતરૂપે ભાસે છે. દેહમાં છુપાઇ રહેલ પ્રમાદ શત્રુ એ કહેવાતા અધ્યાત્મી ઉપર વિજય મેળવી ચૂકયો હોય છે. ત્હેની યોગનિષ્ઠતા માત્ર ઉપરના ડોળ તરીકે રહી જાય છે. જે મન ઉપર ત્હેણે વિજય મેળવ્યાનું માને છે, ત્હેનાથીજ તે પરાસ્ત થયેલો હોય છે.

વળી નિર્જરાના પણ બે ભેદ છે. સકામ ને અકામ. ઇચ્છાપૂર્વક કર્મ ભોગવવાથી ને અનિચ્છાએ ભોગવવાથી કર્મની નિર્જરા થાય છે, એટલે ઇચ્છારહિતપણે થતી ક્રિયાઓ છેકજ અફલ જતી નથી. પરન્તુ મૂળ વાત એ છે કે, કર્મ ક્ષય કરતાં આર્ત્તધ્યાનના કારણે કર્મબન્ધન વિશેષ પ્રમાણમાં થાય છે: પરન્તુ તેથી તે શુદ્ધ ક્રિયાઓ તો નિષ્ફળ નથીજ જતી તેમજ વિશેષતા એ છે કે, પ્રવૃત્તિ શુદ્ધ અને મન શુદ્ધ હોય તો તે સોનામાં સુગંધની માફક વિશેષ કીંમતી અને

લાભપ્રદ બને છે. આથી મિથ્યા જાળ બીછાવનારા ખોટા અધ્યાત્મની દાંભિક વૃત્તિ કેળવીને ક્રિયાવાદનો પ્રતિવાદ કરતા હોય તો તે મિથ્યાવાદીજ છે. કારણ કે તેઓ લોકસમૂહને સત્યથી વેગળો રાખે છે. અધ્યાત્મનો વિષય સત્યરૂપે પ્રરૂપે છે પરંતુ માયાભરી રીતે! આધ્યાત્મવૃત્તિ અત્યન્ત ઉત્તમ છે, મનોવિજય, એજ વાસ્તવિક સાધના છે અને મન જીત્યા બાદ જગતની સર્વ ક્રિયાઓ તુચ્છ છે—એમ કહેનારા મનોવિજય શાથી કરી શકાય તે સમજાવતાજ નથી—અને સમજાવે છે તોપણ દ્વિઅર્થી શબ્દોથી. સાચું કહેવું નહિ ને ખોટું બોલવું નહિ, એવા કફોડા પ્રસંગે ઘણા આવી વૈચિત્ર્યભરી ભાષાના ઉપયોગથી આબાદ છટકી જાય છે તેમ અધ્યાત્મ છાંટનારા પણ એવીજ યુક્તિ કરતા કેટલીક વખત જોવાય છે. વાસ્તવિક માનસિક શુદ્ધિ દંભનો માર્ગ દર્શાવતી નથી. ભક્તગણની પરવા રખાવતી નથી, ઉંચ્ચ પદારૂઢ થવાની અભિલાષાઓ પ્રગટાવતી નથી, મૂળ તત્ત્વોને સુન્દર વાણીમાં મૂકી સ્વાર્થ સાધવાની જરૂરીઆત દર્શાવતી નથી: તે તો માત્ર આત્મમસ્તિ શીખવે છે—જે ભલા યોગીઓને પણ દુષ્કર થઇ પડે છે.

ધાર્મિક અનુષ્ઠાનોની અવગણના કરનારને અધ્યાત્મના નામે બચાવ કરનાર સૂરિશેખર શ્રીમદ્ ઉમાસ્વાતિ મહારા-

જના કથનને વિચારે તો ત્હેની ભ્રમણા ટળી જાય. તેઓશ્રી પ્રશમરતિ પ્રકરણમાં ૧૨૦ મો શ્લોક લખે છે કે:—

" पैशाचिकमाख्यानं, श्रुत्वा गोपायनं च कुलवध्वाः ।
संयम योगरात्मा, निरन्तरं व्यापृतः कार्यः ॥ " અર્થાત્

'પીશાચનુ આખ્યાન અને કુલવધૂનું વૃત્તાન્ત સાંભળીને આત્માને નિરંતર સંયમ યોગોથી વ્યાપ્ત રાખવો.' પીશાચ અને કુલવધૂની વાત સુપ્રસિદ્ધ છે—અને તે ઉદ્યોગી મનુષ્ય કયી રીતે દુષ્કર્મોથી બચી જાય છે, તે વિષયને અંગે છે. ગુજરાતીમાં પણ એક કહેવત છે કે—" નવરો હજામ પાટલા મુંડે " તેજ અનુસાર પ્રવૃત્તિહીન બની, પડયો રહેનાર સાધુ કે શ્રાવક ત્હેનુ મન શુદ્ધ રાખવા અસમર્થ નિવડે છે. મનુષ્ય માત્રને કાંઇક પ્રવૃત્તિ તો હોવીજ જોઇએ, અન્યથા ત્હેનું મન આડે–અવળે રસ્તે દોરાઇ જવાનો પૂર્ણ સંભવ છે. અને આથીજ જ્ઞાની મહાપુરૂષોએ સાધુ ને શ્રાવકોને માટે ઉચિત ધર્માનુષ્ઠાનો પ્રરૂપ્યાં છે. આ ધર્માનુષ્ઠાનો આદરવાથી કર્મની નિર્જરા થાય છે ને કર્મની નિર્જરા થવાથી મુક્તિ મળે છે. વળી કેટલાકોને પ્રતિક્રમણાદિના સમયેજ યોગમસ્તિ ત્હેમના મસ્તિષ્કમાંથી સ્ફુરાયમાન થાય છે, એ પણ એક વિચિત્રતાજ છે. દિવસના કલાકો વાતોમાં વહી જાય ને અનુષ્ઠાનો આચરવાના સમયે

અધ્યાત્મ જાગે, એ ઓછું આશ્ચર્ય છે! ટુંકમાં કહેવાનું એટલુંજ છે કે મનોવિજય કે મનોનિગ્રહ કરવા માટે ધાર્મિક અનુષ્ઠાનો આદરવાની પરમ આવશ્યક્તા છે. આ સંબંધમાં 'અધ્યાત્મ કલ્પદ્રુમ' જેવા પરમ ઉચ્ચ કોટિના ગ્રંથના કર્ત્તા પૂજ્યપાદ શ્રીમદ્ મુનિ સુંદરસૂરિજી મહારાજ પણ એક સ્થલે લખે છે કેઃ—

" स्वाध्याय योगैश्चरणक्रियासु, व्यापारणै र्द्वादशभावनाभिः।
सुधी स्त्रियोगी सदसत्प्रवृत्ति फलोपयोगैश्च मनो निरुंध्यात् ॥"

અર્થાત્ ' શાસ્ત્રાધ્યયન ને યોગોદ્વહનથી, ચારિત્રની ક્રિયાઓમાં પ્રવૃત્તિ કરવાથી, બાર ભાવનાથી, અને મન–વચન–કાયાના ત્રિયોગની શુભાશુભ પ્રવૃત્તિનાં ફ્લોના ચિંતવનથી ધીમાન મનોનિગ્રહ કરે!' આ ઉપરથી સ્પષ્ટપણે જોઇ શકાય છે કે, વાચિક કિંવા કાયિક શુદ્ધિના કારણથી મનોનિગ્રહ સાધી શકાય છે. એટલે મન ઉપર અત્યન્ત ભાર મૂકનારા મહાજ્ઞાનીઓનો ઉદ્દેશ–મ્હારી અલ્પમતિ અનુસાર મ્હને તો એમજ લાગે છે–મન, એ વાચા ને કાયાની પ્રવૃત્તિનું મૂળ છે એટલે જો એ વશ થયું તો ક્રિયાઓ થવાની સંભાવના રહેતી નથી. પરન્તુ આથી એમ તો સિદ્ધ નથીજ થતું કે, તપશ્ચર્યા ને પ્રતિક્રમણાદિ ક્રિયાઓમાં શીથીલતા રાખવી ને

છતા વીર્યને ગોપવવું. ઉક્ત અધ્યાત્મ કલ્પદ્રુમમાં જ શ્રીમદ્ મુનિ સુન્દરસૂરિજી મહારાજ કથે છે કે:—

" योगस्य हेतु र्मनसः समाधिः, परं निदानं तपसश्च योगः।
तपश्च मूलं शिव शर्मवल्लया, मनः समाधिं भज तत्कथंचित् ॥ "

અર્થાત્

'માનસિક સમાધિ યોગનું કારણ છે, યોગ એ તપનું ઉત્કૃષ્ટ સાધન છે અને તપશ્ચર્યા એ શિવસુખ (રૂપી) વેલડીનું મૂળ છે: તો કોઇ પણ માર્ગે–ઉપાયે માનસિક સમાધિ રાખ.' આ શ્લોકમાં ધાર્મિક અનુષ્ઠાનો માનસિક શુદ્ધિ સાથે કેટલો નિકટ સંબંધ ધરાવે છે, તે દર્શાવવામાં આવ્યું છે. એટલે સિદ્ધિ–મુક્તિ માટે ત્રિયોગનું એકીકરણ થવું જ જોઇએ, અને ચારિત્ર–ત્યાગ એ માનસિક શુદ્ધિનું નિમિત્ત છે: અનેક પ્રતિકૂળ સંજોગોને સાનુકુળ કરનાર છે ને મનોનિગ્રહ સાધવામાં સહાયક છે એટલે અધ્યાત્મિકને માટે પણ ચારિત્ર ને ક્રિયા કેટલાં જરૂરી છે, તે સમજાય છે ને **ज्ञानक्रियाभ्यां मोक्षः**, એ સૂત્ર સિદ્ધ થાય છે. હવે ચારિત્ર જે દેશવિરતિ ને સર્વવિરતિના નામે દર્શાવાયું છે, તેનો વિચાર કરીએ.



[ ૧૨ ]

# આટલું સમજીને.



ત્રિયોગનું એકીકરણ સાધવા માટે બાહ્ય ક્રિયાઓ પણ સહાયક છે. સાત નયની વિવિધ અપેક્ષાઓમાં વ્યવહાર નયને પણ સ્થાન છે. 'નિશ્ચય' ને નિભાવનાર વ્યવહાર છે ને તે માટે જ આવશ્યક છે. એટલે માનસિક શુદ્ધિ સાધવા અર્થે ચારિત્ર–સક્રિય ચારિત્ર આવશ્યક છે અને તેથીજ જૈન શાસ્ત્રકારોએ 'દેશ વિરતિ' અને 'સર્વ વિરતિ' નામક બે ભેદ પાડ્યા છે. વિરતિ એટલે ત્યાગ. દેશ વિરતિ એટલે મર્યાદિત

--શ્રી ચિત્તવિજયજી

ત્યાગ અને સર્વવિરતિ એટલે સર્વથા સાવદ્યનો ત્યાગ! આ દૃષ્ટિબિન્દુએ તપાસતાં સૌ કોઇ જોઈ શકશે કે, સિવાય 'ત્યાગ,' અન્ય વસ્તુને જૈન માર્ગમાં આવકાર નથી. પ્રત્યેક ધર્માનુષ્ઠાનનો ઉંડો ને સાચો હેતુ માત્ર ત્યાગજ છે. ન્હાનામાં ન્હાની નવકારશીના પચ્ચખાણની પ્રવૃત્તિથી લઇને સાધુજીવનની પરિકાષ્ઠા સુધીનું નિરીક્ષણ કરવાથી આપણને જૈનમાર્ગના ત્યાગનીજ મહત્તા માલુમ પડશે. ભોગવિલાસ ને દુન્યવી મોજશોખમાં જૈનધર્મ માનનારો નથી. એમાં જૈન-ધર્મ આત્માનો અધઃપાત જુએ છે. જેટલે જેટલે અંશે જડતાનો ત્યાગ, મોહનો ત્યાગ, અહંતા ને મમતાથી વિરાગ, આત્માની પીછાન ને આત્મરમણતા તેટલેજ અંશે આત્માની ઉંચ્ચ દશા! એટલે જૈનમાર્ગમાં પુદ્ગલાનંદીપણું, દેહમાં રસિકતા, વિષયોમાં ચકચુરતા, વિલાસોમાંજ સુખનો વ્યામોહ અને ત્યાગ પ્રત્યે અભાવ—એ વસ્તુઓને સ્થાન નથી. જૈનધર્મ તો એ બધેય આત્માની અધોગતિજ દર્શાવે છે. એ તો કહે છે—બધું મિથ્યા છે—વ્યામોહ છે—અસ્થિર છે—અનિત્ય છે! એ તો કહે છે કે, એ બધી કર્મની લીલા છે. કુવાની ઘટમાળની માફક અનન્તા જીવો આ સંસારમાં એક યા બીજા સ્વરૂપે રખડયા કરે છે. એકથી બીજી ગતિમાં ત્હેનું પરિવર્તન થયાં કરે છે. અને એ બધુંય બાંધેલાં કર્મોનોજ પ્રભાવ છે. તેમજ આત્મિક પ્રવૃત્તિ સિવાય અન્યત્ર કર્મ બન્ધનજ છે.

ઉક્ત કર્મબન્ધનથી બચવાનો માર્ગ જ્ઞાનીઓ કહે છે કે એકજ છે—અને તે ત્યાગ ! જ્યાં ત્યાગ નથી ત્યાં ધર્મ નથી. ત્યાગ ને ત્યાગરૂચિ તો જોઇએજ. ધન—ધાન્યાદિક ઉપજાવવા માટે જેમ વ્યાપાર—ખેતી વિગેરે અનિવાર્ય છે તેમજ મુમુક્ષુ આત્મા માટે ત્યાગ પણ અનિવાર્યજ છે. જડ પદાર્થોમાંથી આસક્તિ ઉઠી જાય અને દરેક જડ વસ્તુ પ્રત્યે વિરાગતા જન્મે ત્યારે જ ખરૂં મુમુક્ષુપણું ત્હેનામાં પરિણમ્યું કહેવાય. આજ કારણે સંઘનાં ચાર અંગોમાં 'સાધુ'નું અંગ સર્વ શ્રેષ્ટ ગણાય છે. નવકારમાં સાધુ, સિદ્ધચક્રજીમાં સાધુ, પ્રતિક્રમણ—સામાયક—પૂજામાં—ધ્યેય સાધુઃ એટલે સાધુનું સ્થાન જૈનધર્મમાં બહુજ ઉંચું છે ને તે ત્હેના ત્યાગને જ આભારી છે. એટલે જૈનધર્મમાં સર્વત્ર ત્યાગ જ દર્શાવાયો છે. ગૃહસ્થ ધર્મનું નામ પણ દેશવિરતિજ રખાયું એટલે કે મર્યાદિત ત્યાગ....પરન્તુ ત્યાગને તો કાયમજ રાખ્યો. જો કે અત્રે દેશવિરતિના સંબંધમાં આપણે ઉંડા ઉતરવાનું નથી પરન્તુ છતાંય પ્રસ્તુત વિષયમાં ત્હેનું પણ સ્થાન હોઇ સ્હેજ તે પણ જોવું જ જોઇએ. પૂર્વેના લેખોમાં આપણે જોઈ ગયા છીએ કેઃ શ્રાવકોના ( જૈન ધર્માનુયાયીઓના ) ત્રણ ભેદ પાડી શકાય. ૧ સમ્યગ્ દૃષ્ટિ. ૨ દેશવિરતિ. ૩ સર્વવિરતિ. સમ્યગ્-દૃષ્ટિ માટે થોડુંક આપણે "લેખાંકઃ ૯, મુક્તિના માર્ગે"

આં જોયું એટલે હવે સ્હેજ દેશવિરતિનું સ્વરૂપ સમજવું જરૂરી ને સ્થાને લેખાશે. એક સ્થાને શ્રાવકોનું સ્વરૂપ જણાવતાં લખવામાં આવ્યું છે કેઃ—

"સમ્યગ્ દૃષ્ટિ જીવડો, કરે કુટુમ્બ પ્રતિપાલ ;
અંતરથી અલગો રહે, જેમ ધાવ ખીલાવત બાલ."

આ વસ્તુ સમ્યગ્દૃષ્ટિ માટે છે. ધાવ માતા બાળકનું દરેક રીતે પોષણ કરવા છતાંય ત્હેનું દીલ એમજ કહે કેઃ આ બાલક મ્હારૂં નથી. આ સ્થિતિ સમ્યગદૃષ્ઠિની હોવી જોઇએ. એ પોતાના કુટુમ્બ કે સ્નેહિ—સ્વજનનું ભરણપોષણ કરતો રહેવા છતાંય ત્હેનું હૃદય તો એજ પોકારી રહ્યું હોય કેઃ "હે ચેતન ! આ કાંઈ ત્હારૂં નથી. આ સ્ત્રી–પુત્ર પરિવાર, માતા–પિતાદિ સ્વજન, ભાઈ ભાંડુ વિગેરેનું કુટુમ્બઃ એ બધુંય કર્મજન્ય છે. પૂર્વભવોના સંબંધના કારણે અને કર્મોના પ્રતાપે આ જાળ પથરાઇ છે. યુક્તિપૂર્વક જો એ જાળ ન તોડી તો વધુ ભયંકર રીતે એમાં આત્મા ફસાઇ જશે. આ બિચારા જીવો વ્યર્થ મોહ રાખીને "મ્હારૂં–મ્હારૂં" કરી રહ્યા છે. વાસ્તવિક ત્હેમનો હું નથી–તે મ્હારા નથી." આ વિચાર–સરણી એના મગજમાં ઘુમી રહી હોય, એના હૃદયમાંથી ઘણેખરે અંશે આસક્તિ ઓછી થઈ હોય, એનામાં ભલે ત્યાગ ન હોય છતાંય ત્હેને ત્યાગીઓ પ્રત્યે માન હોય,

પ્રેમ હોય ને ભક્તિ હોય! ઉપરાન્ત ત્હેની તો એ વિલાસો ભોગવવા છતાંય એજ ભાવના હોય કે: "એ ઉત્તમ અવસર ક્યારે આવશે કે જ્યારે નિર્ગ્રન્થ થઇ બાહ્ય ને અભ્યન્તર પ્રવૃત્તિઓ ને ભાવનાઓને સંયમનમાં લઇ આત્મશ્રેય સાધીશું!" આ ઝંખના તો સમ્યગ્દૃષ્ટિ માટે છે. પરન્તુ દેશવિરતિ તો એથીય આગળ વધ્યો હોય! એ કર્મલીલા સમજતો હોય, આત્માને એકલો સમજતો હોય, સંસારને ખોટો ને અનિત્ય માનતો હોય અને તે ઉપરાન્ત તે અમૂક અંશે ત્યાગ કરીને મુક્તિના માર્ગે પણ સંચરી ચૂકયો હોય. એ દેશવિરતિને માટે શાસ્ત્રકારોએ બાર વ્રત[1] નક્કી કરેલાં છે અને એ રીતે ત્હેમને પણ અનેક સાવદ્ય વ્યાપારોથી અટકાવવામાં આવ્યા છે. ત્હેમની સાંસારિક પ્રવૃત્તિઓ ઉપર કાપ મૂકાયો છે અને ત્હેમને માટે ત્યાગનું અન્તિમ છતાં શકય દૃષ્ટિબિન્દુ દોરવામાં આવ્યું છે.

અને આજનો જૈન ગૃહસ્થ એટલે આવતી કાલનો સાધુ! ત્હેનું દ્રવ્ય ગૃહસ્થપણું, એના ભાવ સાધુપણાનું સૂચક છે: એના જીગરમાં તો સર્વવિરતિની તાલાવેલી લાગી રહી હોય. સંયોગવશ ત્હેને સાવદ્ય વ્યાપારોમાં પ્રવૃત્ત થવું પડે તો પણ ત્હેનું હૃદય તો ન્યારૂં જ રહે. ત્હેને લાગે કે,

---

૧. પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત ને ચાર શીક્ષાવ્રત.

પોતે પામર બની ગયો છે. અનન્ત વીર્યવાન હોવા છતાં આવરણને આધિન થઈ નિર્બલ બની રહ્યો છે. અને એ ભાવનામાં આગળ વધતાં તે ત્યાગ ને તપસ્વિતામાં પણ પ્રગતિ કરતો જાય. ટુંકમાં આપણે જોવાનું એ છે કે, જૈન શાસ્ત્રકારોએ ગૃહસ્થ ધર્મ-દેશવિરતિની પણ કેટલી ત્યાગમયી પરિસ્થિતિ કલ્પી છે? જ્યારે ગૃહસ્થોને માટે આટલો બધો ત્યાગ આવશ્યક લેખાયો છે અને સર્વવિરતિનીજ ભાવના રાખવાનું સૂચવાયું છે તો સ્પષ્ટ જોઇ શકાય છે કે: જૈન ધર્મમાં ત્યાગનું સ્થાન અદ્વિતીય છે.

પરન્તુ આજે આપણો ગૃહસ્થ સમાજ ક્યાં ઉભો છે? ત્યાગના માર્ગેથી ભૂલો પડેલો, કોઇ વિલાસોના જંગલમાં વિહરી રહ્યો છે. વિલાસો ભલે ત્હેને તે ક્ષણે સુખ આપતા હોય છતાંય આપણે મન તો એ માર્ગભૂલોજ છે. મુક્તિનો મુસાફર કહેવાવા છતાંય તે ઉન્માર્ગે જઈ રહ્યા છે. અને જ્યાં તે છે ત્યાં પણ શું સુખ છે? દારૂના નશામાં મનુષ્ય ભલે આનંદ માણી લે પરન્તુ મગજ પરથી ત્હેની અસર ઉતરી ગયા બાદ ત્હેનાં ગાત્ર શીથીલ થઇ જાય છે, મનોબલ નિર્બલ થઇ જાય છે, ને ત્હેનું વાતાવરણ બધું ગમગીની-ભર્યું બની જાય છે: એજ રીતે સુખ ભોગવી લીધા બાદ જ્યારે મનુષ્યને કર્મની અસહ્ય યાતનાઓ સહેવી પડે છે

ત્યારે એથી પણ એની બુરી દશા થાય છે. તેમજ ત્હેની સુખની ચાહના મૃગજલ જેવી બની રહે છે. આજનો ગૃહસ્થ સમાજમાંનો અમૂકજ ભાગ બાદ કરીને કેટલા જૈનોમાં જૈનપણું છે? કેટલા દેશવિરતિ બન્યા છે? કેટલામાં શાસન સેવાની ધગશ છે? કેટલા ત્યાગના પૂજારી છે? ગૃહસ્થ સમાજમાંથી આ પ્રશ્નોના આંક કાઢીએ તો ગૃહસ્થ સમાજ બીલ્કુલ દરિદ્ર ભાસે. ગૃહસ્થ ધર્મની વ્યાખ્યાઓ આજે તો માત્ર શાસ્ત્રોનાં પાનાંમાં શોભી રહી છે. જીવનમાં ઉતારવાની વાતનો આજના જમાનાવાદીઓ ઇન્કાર કરે છે. એમને આજે એ ત્યાગનો ખપ નથી. બસ, પ્રગતિ કરતા જડ જગતમાં ત્હેમને ઝંપલાવવું છે—ત્હેમાંજ ત્હેમને ઉન્નતિ સમજાઈ છે પણ કોણ એને સમજાવે કે, એ મૃગજલ છે! સમય સમજાવશે.

ખેર, આ સ્થાન ગૃહસ્થ સમાજની આધુનિક અવદશાનું અવતરણ કરવાનું નથી એટલે એ વિષય અહીંજ બંધ કરીએ ને મૂળ વિષય ઉપર આવીએ. જૈનધર્મે તો માત્ર ત્યાગજ ઉપદેશ્યો છે. દાન, શીયળ, તપ, ભાવના—એ સર્વ ત્યાગના સાધ્યને સાધવા નિમિત્તેજ છે. એટલે સિવાય ત્યાગ, ધર્મ નથી એ તદ્દન સ્પષ્ટ વસ્તુ છે. આ ત્યાગની ઉત્કટતા સાધુ-સંસ્થા માટે કલ્પવામાં આવી છે. સર્વવિરતિથી વધીને કોઈ

—શ્રી ચિત્તવિજયજી.

ત્યાગી છેજ નહિ. પરન્તુ ત્હેનામાં સર્વવિરતિપણું સર્વથા પરિણમ્યું હોય તોજ! સર્વવિરતિપણું સંપૂર્ણતયા જ્યારે પરિણમે ત્યારે ત્હેનામાં સમ્યગ્ દર્શન, સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર પણ આવીજ રહે. અને આપણે ઉપર જોયું કે, એ ત્રિપુટીની એકતા એજ મોક્ષનો માર્ગ છે, એમ શ્રી ઉમાસ્વતિ મહારાજ કહી ગયા છે. આટલું સમજ્યા પછીથી મ્હને દીક્ષા લેવાની ભાવના જાગી. એ પૂર્વે પણ કેટલીક વખત ભાવના ઉદ્ભવેલી અને વિલય પામેલી. એ સર્વ વર્ણન "નિમિત્ત નિર્દેશ" નામક પ્રસ્તાવનામાં આપેલ હોઇ એ વિષયને અહીં લંબાવતો નથી. માત્ર એટલુંજ કહેવાનું છે, આટલું સમજીને મ્હને દીક્ષાનું મન થયું.



પ્રવચન—

ભાગ્યવાન્! તું વીતરાગ જેવા દેવ, નિર્ગ્રંથ ગુરૂ અને જિન પ્રભુએ કહેલો અને ગણધરોએ ગુંથેલો જૈન ધર્મ પામ્યો છે છતાંય વિચાર, તું કયાં ઉભો છે? ત્હારી ભાવનાઓનો પ્રવાહ કયે માર્ગે વહી રહ્યો છે? ત્હારામાં ત્યાગની કેટલી ચાહના વસી છે? આનો ઉત્તર મેળવી નક્કી કર કે, તું નામધારી જૈન છે કે સાચો જૈન?

## [૧૩]
# સર્વવિરતિ એટલે શું ?


ગત લેખમાં આપણે જોઇ ગયા કે આટલું સ્હમજીને મ્હને દીક્ષાની ભાવના થઈ. છતાંય દિલ કાચુ રહેતું હતું કારણ કે એ માર્ગ વિકટ ભાસતો હતો અને છે પણ તેમજ. સાથે એ પણ સમજવાનું હતું કે, "No gain with-out pain" દુઃખ વિના સુખ મળતું નથી. મ્હોટા લાભ પ્રાપ્ત કરવા માટે મ્હોટાં કષ્ટો સહન કરવાંજ જોઇએ. આ કષ્ટ તે, પાંચ મહાવ્રતોનું પાલન ! સાધુ થનારને એ પાંચ મહાવ્રત અને છઠ્ઠું રાત્રિભોજન વિરમણ વ્રત ઉચ્ચરાવવામાં આવે છે. અને આપણે તે સંબંધી કાંઇક

વિચારીશું. આપણે જાણીએ છીએ કે, મૂળ સ્વરૂપે આત્મા અનન્ત શક્તિમાન્ હોવા છતાંય ત્હેની શક્તિઓને પ્રગટ નહિ થવા દેનાર કેટલાંક અંતરાયભૂત કારણો છે અને તે કર્મોજ છે. અને જે જે મહાત્માઓએ ધર્મ ઉપદેશ્યો છે, ત્હેમણે એજ ઉદ્દેશથી ઉપદેશ આપવાનું ઉચિત ધાર્યું છે કે, કેટલાંક અંતરાયભૂત આવરણોના કારણે આત્માનો ઓજસ્મયી દિવ્ય પ્રભાવ ઢંકાઈ ગયો છે માટે ઉપદિષ્ટ ધાર્મિક અનુષ્ઠાનો આચરીને અનાદિ કાળથી સંસારમાં પરિભ્રમણ કરતા જીવો પોતાના આત્મપ્રકાશને આવરણ રહિત બનાવી શકે. પરન્તુ જ્યાં સુધી આપણાં હૃદયો બાહ્ય પદાર્થો, વાસનાઓ કે વિકારક વિચારોથી ભરેલાં છે, ત્યાં સુધી એ આત્મપ્રકાશ તત્સ્વરૂપે પ્રકાશી શકતો નથી. અને જ્યારે એજ આત્મા એ જડ પદાર્થોની આસક્તિ અને વ્યર્થ મોહાન્ધતાથી પાછો ફરશે ત્યારે ત્હેની દિવ્ય જ્યોતિનો તેજ:પુંજ વિશેષત: પ્રભાવ દર્શાવશે: એટલે કે સર્વ કોઈ મહાત્માઓ કે ધાર્મિક ઉપદેશકોનું લક્ષ્યબિન્દુ એકજ પ્રકારનું હતું કે કોઈ પણ માર્ગે સંસારના કીચ્ચડમાં ફસેલા જીવો પોતે જ્યોતિર્મય છે, તેમ સમજે અને પોતાને પોતાપણું પ્રાપ્ત કરાવવા માટે ઉદ્યમશીલ બને! ત્હેમણે સોચ્યું કે, આત્માની અનન્ત ને અવાચ્ય શક્તિઓ અજ્ઞાન, વાસના,

અને વિકારોથી ઢંકાઈ ગઈ છે અને ઢંકાતી જાય છે. એના ઉપર અન્ધકારનાં થર બાજતાં જાય છે. કોલસાની ખાણમાં પડેલા હીરાના જેવી હેની દશા થાય છે. પરન્તુ ખાણમાં પડેલો હીરો જ્યારે બહાર નીકળે છે અને સાફ કરવામાં આવે છે ત્યારે રાજવીઓના શિરતાજને શોભાવનારો બને છે તેમ આત્માનું પણ છે. અને એ આત્મરૂપી હીરાને તેજોમય બનાવવા માટે—હેની સ્વાભાવિક તેજોમયતાના આવરણને દૂર કરવાને માટે એ મહાત્મા પુરૂષોએ સંયમનો માર્ગ ઉપદેશ્યો છે. સંયમ એટલે મનોનિગ્રહ કિંવા પાપ પ્રવૃત્તિઓથી નિવૃત્તિ! સંસારમાં દેખાતી અનેક પ્રકારની પાપપ્રવૃત્તિઓમાં હિંસા, અસત્ય, ચોરી, વ્યભિચાર અને મુર્છા એ પાંચ મૂખ્ય છે. અને તે અટકાવવા માટે પાંચ મહાવ્રતો કહેવામાં આવ્યાં છે, તે તપાસીએ.

## ૧ પ્રાણાતિપાત વિરમણ.

કોઇ પણ જીવને હેના પ્રાણોથી વિમુક્ત કરવો, હેને પ્રાણાતિપાત કહે છે અને હેનાથી અટકવું હેને પ્રાણાતિપાત વિરમણ કહે છે. પરન્તુ જીવમાં સંસારના સર્વ જીવોનો સમાવેશ થાય છે. પૂજ્યપાદ ઉમાસ્વાતિ મહારાજ સ્વોપજ્ઞ તત્ત્વાર્થાધિગમસૂત્રમાં કહે છે કે, जीवा द्विविधाः। संसारिणो मुक्ताश्च। संसारिणस्त्रस स्थावराः। અર્થાત્ જીવો બે પ્રકાર

ના છે. સિદ્ધ અને સંસારીઃ સંસારીના બે ભેદ છે–ત્રસ અને સ્થાવર. પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, અને વનસ્પતિકાય, એ પાંચ ભેદ સ્થાવરના છે અને તે બધા એકેન્દ્રિય જીવો છે. જ્યારે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરેન્દ્રિય અને પંચેન્દ્રિય એ ચાર ભેદ ત્રસ જીવોના છે. તથા પંચેન્દ્રિયના પણ ચાર ભેદ છે–૧. દેવતા ૨. મનુષ્ય ૩. તીર્યંચ અને ૪. નારકી, આ પછીથી આગળ ત્હેના ભેદો પડતા જ જાય છે પરન્તુ તે અત્યારે આપણને નિરૂપયોગી હોઈ મૂળ વિષય ઉપર આવીએ. કહેવાનું તાત્પર્ય એ છે કે, ઉપર દર્શાવ્યા તે જીવોના ભેદોથી સ્પષ્ટ જોઈ શકાય છે કે, વિશ્વના ખુણે ખુણે પણ જીવો રહેલા છે એટલે કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ કરવાથી જીવોના પ્રાણાપહરણનો ભય તો રહે છેજ. કિન્તુ આ માટે હિંસાના પણ ભેદ દર્શાવ્યા છે. કેટલીક સ્વરૂપ હિંસાઓ છે જ્યારે કેટલીક અન્ય પ્રકારની છે. એ વિષય ગહન છે, જ્ઞાનીગમ્ય છે અને અહિંયા અપ્રસ્તુત છે, એટલે એને પણ બાજુએ મૂકવો પડશે. આપણે જે જોવાનું છે તે એજ કે કોઇ પણ જીવનો નાશ કરવો, તે હિંસા છે. અહિંસાના વિષયમાં દરેક દર્શનકારો એક સરખો સૂર કાઢે છે અને અહિંસા શબ્દ ઉપર મ્હોટું વજન મૂકે છે. માત્ર ફરક ત્હેની પ્રરૂપણામાં રહે છેઃ બાકી અહિંસા, એ સર્વમાન્ય સિદ્ધાન્ત છે.

અહિંસક બનવા ઇચ્છનારે પોતે પ્રથમ એટલુંજ સમજી લેવું જોઇએ કે, જે વસ્તુ પોતાને ઇષ્ટ નથી લાગતી તે બીજાને કેમ ઇષ્ટ હોય ? એક સ્થલે કહેવામાં આવ્યું છે કે,

श्रुयतां धर्मसर्वस्वं श्रुत्वा चैवावधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत् ॥

અર્થાત્ 'ધર્મનું સર્વસ્વ સાંભળો અને સાંભળીને ત્હેનું અવધારણ 'કરો કે-પોતાને જે પ્રતિકૂલ હોય, ત્હેનું અન્ય પ્રતિ પણ આચરણ ન કરવું. અને આ વસ્તુ સ્થિતિ સમજવા જેવી છે. કોઇ આપણને નુકસાન કરે, આપણા ઉપર ઘા કરે, આપણા ઉપર જોખમભર્યો હુમલો કરે તો તે આપણને બહુજ દુઃખકર નિવડે છે તો સમજવું ઘટે કે, જ્યારે એથી આપણો આત્મા પીડાય છે તો આપણે બીજા પ્રત્યે એવી વર્તણુક ચલાવીએ ત્યારે એનો આત્મા કેમ નહિ દુભાતો હોય ? વળી માત્ર શરીરથી જ હિંસા થાય છે, તેમ પણ નથી. મન, વચન, અને કાયા એ ત્રણેથી હિંસા થઇ શકે છે. કેટલીક વખત માર્મિક વચનો તો તલવારના ઘા કરતાંય વધારે હૃદયવેધક નિવડે છે. વચન તો એક એવી વસ્તુ છે કે, જે મનુષ્યને વિંધી શકે છે અને વિંધાયેલાના ઘાને રૂઝાવી પણ શકે છે. વચનથી મનુષ્યની કીંમત અંકાય છે. એક સ્થલે કહેલ છે કે—

न जारजातस्य ललाट शृंगं, कुलप्रसूतस्य न पाणिपद्मम् ।
यदा यदा मुंचति वाक्यबाणं, तदा तदा जाति कुल प्रमाणम् ॥*

અને વાણી તો ભૂષણુ રૂપે મનાય છે. બધાંય ભૂષણો કરતાં ત્હેની મહત્તા વિશેષ છે. એના પ્રતાપે તો કંઇ જીવો તરી પણુ ગયા અને ડુબી પણુ ગયા. એટલે વાચાથી પણુ હિંસા થાય છે. મનથી તો થાયજ છે. કારણુ કે કાર્યનો પિતા વિચાર છે. જેવા વિચાર તેવું વતન. માટે મન શુદ્ધ થાય ત્યારેજ વાચિક અને કાયિક શુદ્ધિ આવે છે. આ વિષય આગળ આવી ગયેલ હોઇ, અત્રેજ મુલતવી રાખીશું. આવી હિંસાથી મન, વચન અને કાયાથી નિવૃત્ત થવા માટે કહેવામાં આવ્યું કે, સાધુએ સર્વથા હિંસા વર્જવી અને ગૃહસ્થે દેશથી વર્જવી. તથા સૂક્ષ્મ અને બાદર છ જીવનિકાયના સર્વ જીવોનું રક્ષણુ કરનાર સાધુ કહેવાય છે, એમ સૂત્રમાં ફરમાવવામાં આવ્યું છે અને તેથી સાધુ અને ગૃહસ્થ એજ ભાવના ભાવે છે કે:—

खामेमि सव्व जीवे सव्वे जीवा खमंतु मे ।
मित्ति मे सव्वभूएसु वेरं मज्झ न केणइ ॥

---

* વર્ણશંકર પ્રજાને શિરે શિંગડાં હોતાં નથી અને કુલવાનના હાથમાં કમળો હોતાં નથી. પરન્તુ જ્યારે જ્યારે તેઓ બોલે છે ત્યારે ત્યારે ત્હેમનાં જાતિ અને કુલનું માપ કાઢી શકાય છે.

## ૨. મૃષાવાદ વિરમણ.

મૃષાવાદ એટલે અસત્ય બોલવું તે! ક્રોધ, લોભ, ભય અને હાસ્યથી અસત્ય બોલવાના અનેક પ્રસંગો ઉદ્ભવે છે અને એ ચારની જાળમાં સપડાએલા અસત્ય ઉચ્ચારણ કરે છે. પરન્તુ અસત્ય બોલનાર મનુષ્યનું હૃદય તો બહુ પાપી હોય છે કારણ કે તે પોતે સત્ય શું છે, તે જાણવા છતાંય દંભ કરીને અસત્ય બોલે છે એટલે ત્હેનું હૃદય દાંભિક વૃત્તિમય અને નિષ્ઠુર બની જાય છે તથા તેમ થતાં ત્હેને પાપભિરૂતા રહેતી નથી. વિશુદ્ધ હૃદયના મનુષ્યોને અનુભવ હશે કે, જ્યારે તેઓ કોઇ પ્રકારનું અનિષ્ટ કાર્ય કરવા પ્રેરાતા હશે ત્યારે ત્હેમના અન્તરમાં પડઘો પડે છે કે, 'સબુર! અનુચિત થાય છે.' આવા અન્તર અવાજને સમજનારા બહુ ઓછા છે પરન્તુ ત્હેનો જુઠ્ઠો ડોળ કરનારા વિશેષ છે. અન્તર અવાજ, એ સાચી આત્મવૃત્તિનું પ્રતિબિમ્બ હોવું ઘટે! જરાય અયોગ્ય પ્રવૃત્તિ આદરતાં ત્હેનું હૃદય કકળી ઉઠે અને તે પાપાચરણ સેવતાં થંભી જાય. જીવનની શરૂઆતમાં અને બાલકાલની નિર્દોષ જેવી જીન્દગીમાં ઘણાને આવા આન્તર અવાજનો પરિચય થાય છે અને જે આત્માઓ એને માન આપી પાપ માર્ગે જતાં અટકયા હોય છે, તેઓ એ અવાજને વધુ ને વધુ વિકસાવી શકે છે અને કેટ-

કોઈક વખત અમૂક કાર્ય કરતાં ત્હેના ફલના વિચારોની લ્હેરીઓ પણ હૃદયમાં આવી જાય છે અને સાચી ઠરે છે. એટલે અસત્ય બોલવાથી હૃદયની વિશુદ્ધિ ચાલી જાય છે અને હૃદય પાપી બની જાય છે.

વળી સત્ય, એ તો દુન્યવી સદ્‌ગુણ પણ છે. અસત્યવાદીના ઉપર લોકો અવિશ્વાસની દૃષ્ટિએ જુએ છે. તેમજ દુનિઆના મ્હોટા વ્યાપારો પણ માત્ર મોંઢાના વચનથી ચાલે છે. અને જ્યારે તેવાઓ પોતે અસત્ય બોલવા માંડે છે ત્યારે ત્હેમની પ્રતિષ્ઠા ( Credit ) ને ઝાંખપ લાગે છે. આ બહારની ઝાંખપ સાથે ત્હેમનાં અન્તઃકરણ પણ મલિન થાય છે. અને એક અસત્ય પાછળ અનેક પ્રકારનાં જુઠાણાં એ અસત્યને છુપાવવા માટે સેવવાં પડે છે. વળી કેટલીક વખત અસત્યવાદીઓ બીજાઓના પ્રાણનો પણ નાશ કરે છે. કેટલાકો અમૂક પ્રત્યેના દ્વેષથી અસત્ય બોલવાને ટેવાયલા હોય છે. અને તેવાઓ નહિ જેવી, સાંભળેલી કે કલ્પેલી અપ્રિય બાબતોને એવી વાગ્ જાળથી ગુંથે છે અને એવું મરચું–મીઠું ઉમેરી સ્વાદિષ્ટ બનાવે છે કે, જેથી જ્યારે એ વાતો જનતા સમક્ષ રજુ થાય છે ત્યારે લોકનો મ્હોટો સમૂહ ત્હેને સત્યજ માનવાને પ્રેરાય છે. આવા અસત્ય–ભાષીઓ જ્યારે કેટલાક નિષ્કલંક આત્માઓના ઉપર એવી કલંકભૂત જાળ

બીછાવે છે ત્યારે તેવાઓએ આપઘાત કર્યાના દાખલાઓ પણ મળી આવે છે. એટલે અસત્યથી હિંસા થવાનો પણ ભય રહે છે. વળી સત્ય છતાંય જે વચનો બોલવાથી કોઇ આત્માને દુઃખ થતું હોય, કોઇનો જીવ જતો હોય કે ત્હેનાથી પાપ થવાનો સંભવ હોય તો ત્હેવાં વચનો ઉચ્ચારવાં ત્હેને પણ અસત્યમાં ગણેલાં છે. એટલે સત્યવાદી પુરૂષોએ સત્ય અને પ્રિયંકર વચન બોલતાં શીખવું ઘટે છે. અને તેથી અનેક દોષોથી બચાય છે. માટે સાધુને માટે સર્વથા મૃષાવાદ વિરમણ વ્રત અને ગૃહસ્થ માટે દેશથી એ વ્રતનું પાલન કરવાનું ઉપદેશાયું છે.

## ૩ અદત્તાદાન વિરમણ.

અદત્તાદાન એટલે કોઇએ આપ્યા વિના ગ્રહણ કરવું તે. મનુષ્યની જરૂરીઆતો જેમ જેમ વધે છે, તેમ તેમ તે પોતે વિશેષ પરિગ્રહ મેળવવાને દોરાય છે. અને પોતે જયારે તે વસ્તુઓને પ્રાપ્ત નથી કરી શકતો કિંવા પોતાની વાસનાઓને નથી પોષી શકતો ત્યારે તે બીજાઓની વસ્તુઓને મેળવવાને લોભાય છે. આ રીતે તે પોતાની જરૂરીઆતોને વધારી મૂકે છે, વાસનાઓને પણ અમર્યાદિત બનાવે છે અને વધુમાં બીજાઓની વસ્તુઓ પ્રાપ્ત કરવામાં ચોરી વિગેરે અનેક દુર્ગુણોમાં ફસાઈ જાય છે. અને જ્યારે તે આવી ચોરીઓ કરતાં

શીખી જાય છે ત્યારે ત્હેને બીજા જીવોનો વિશ્વાસઘાત કરવામાં કે બીજાઓની પ્રાણપ્રિય વસ્તુઓનું અપહરણ કરવામાં પણ ત્હેને ક્ષોભ નથી થતો. અને એ રીતે તે અનેક જીવોને દુઃખ આપે છે. મોહાસક્ત પ્રાણીઓને પોતાની ગણાની વસ્તુઓ ઉપર બહુજ મમત્વ હોય છે અને જ્યારે તે ચોરાઇ જાય છે કિંવા પોતાના હાથથી પરના હાથમાં જાય છે, ત્યારે ત્હેને મ્હોટો આઘાત પહોંચે છે. એટલે એ પણ એક પ્રકારની હિંસા થાય છે અને તેનો દોષ ચોરી કરનારને શિરે રહે છે. આમ થવાથી ચોરી કરનાર શાન્તિ પામતો નથી.

આત્મશાન્તિ સાધવા માટે મનુષ્યે આ દોષથી અવશ્ય બચવું જોઇએ. જ્યાંસુધી ત્હેણે જરૂરીયાતો ઉપર કાપ મૂકયો નથી અને જ્યાં સુધી વાસનાઓથી વિરકત દશા આવી નથી, ત્યાંસુધી આત્મશાન્તિ પ્રાપ્ત થતી નથી. કારણ કે એ વસ્તુઓના સદ્ભાવમાં પ્રાણિને બીજાની વસ્તુઓ પડાવવાનો વિચાર થાય છે. પરન્તુ જ્હેનામાં સંતોષ આવી ગયો છે અને જે પોતાની ઇચ્છાઓનો નિરોધ કરી શકે છે, ત્હેને એવા દોષો સ્પર્શી શકતા નથી. આવા દોષો ગૃહસ્થને માટે પણ બુરાજ લેખાય છે. અને ચોર મનુષ્ય સાથે સજ્જનો સંબંધ પણ રાખતા નથી. વળી ચોરી આત્માને બહુજ ભય ઉપજાવનારી છે. ચોર હંમેશાં શંકાશીલ રહે છે અને

ઘબરાય છે. જ્યારે પ્રમાણિક મનુષ્યને નિશ્ચિંતતા વરેલી હોય છે. ત્હેની ભયભ્રાન્તતા ટળી ગયેલી હોય છે. અને તેથી જ તે આત્મશાન્તિ પ્રાપ્ત કરી શકે છે. અને જ્યાંસુધી ત્હેવી આત્મશાન્તિ પ્રાપ્ત થઇ નથી ત્યાંસુધી આત્મા લઘુકર્મી બનતો નથી. અને કર્મવાળો આત્મા સંસારમાં પરિભ્રમણ કરે છે. માટેજ મુમુક્ષ જીવો માટે અદત્તાદાન ગ્રહણ નહિ કરવાનું ફરમાવ્યું છે. અને તેથીજ સાધુઓએ સર્વથા અદત્તાદાન વિરમણ વ્રત પાલવાનું છે જ્યારે શ્રાવકને દેશથી પાલવાનું છે. અને બન્નેને એ વ્રત બાહ્ય અને અભ્યન્તર દ્રષ્ટિએ લાભકર્ત્તા પણ છે.

## ૪ મૈથુન વિરમણ.

મૈથુન એટલે વિષયવૃત્તિને પૂર્ણ કરવી તે. ત્હેના અનેક ભેદો પાડેલ છે: પરન્તુ સામાન્ય રીતે સર્વથા મૈથુન વિરમણ એટલે સર્વથા સ્ત્રીના સંસર્ગનો કે સ્પર્શનો ત્યાગ ! ઉપદેશક મહાત્માઓએ નારીને વિષ–વેલડી કે નરકની ખાણ કલ્પી છે. કારણ કે, ત્હેનામાં પુરૂષની વિષયવૃત્તિને પ્રદિપ્ત કરવાની શકિત છે. અને સંસાર ત્હેના મોહમાં ફસાઈ પડીને પોતાની આત્મદશાને વિસરી જાય છે. બ્રહ્મચર્ય એ એક અજબ સદ્ગુણ છે. અને ત્હેના પાલનથી આત્મામાં કોઇ દિવ્યશક્તિ પ્રાદુર્ભૂત થાય છે, બ્રહ્મચર્યથી આત્મા નિર્મળ

બને છે અને બ્રહ્મચર્યના પ્રતાપથી મનુષ્યનો આત્મા તથા શરીર બલવાન બને છે. યોગીઓનું મૂળ બ્રહ્મચર્ય છે, સાધનાનો મૂખ્ય આધાર બ્રહ્મચર્ય છે અને ધર્મ સેવવામાં મુખ્ય બ્રહ્મચર્ય છે. બીજાં બધાં વ્રતોમાં અતિચાર કે અપવાદને સ્થાન હોઈ શકે છે કિન્તુ આ વ્રતમાં તો બીલકુલ બારી છેજ નહિ. સાધુએ એ વ્રત બહુજ દ્રઢતાથી પાલવાનું છે અને ગૃહસ્થે પોતાની સ્ત્રીમાં સંતોષ માનવાનો છે. બ્રહ્મચર્યથી અનેક પ્રકારના અવર્ણ્ય લાભો મળે છે. તેમજ ગૃહસ્થ જીવનમાં પણ સદાચારનું ઉચ્ચ સ્થાન છે.

જે પુરૂષો વિષય—વિકારોમાં ભાન ભૂલેલા હોય છે કિંવા પર સ્ત્રી ઉપર દ્રષ્ટિ ફેંકનારા હોય છે, ત્હેની પ્રતિષ્ઠા જામતી નથી. અને તેથી બ્રહ્મચર્ય પાલવા ઇચ્છનારે અનેક રીતે બચવું પડે છે કારણ કે એ વૃત્તિ બહુ ચંચલ હોય છે અને પતિત થવાના અનેક વિકટ પ્રસંગો મળી આવે છે. વળી બ્રહ્મચર્ય પલાય તે માટે મનુષ્યે આહાર અલ્પ કરવો જોઇએ. તેથી સાધુઓને રોજ તપશ્ચર્યા કરવાનું ફરમાવવામાં આવ્યું છે અને ગૃહસ્થોને ઉણોદરી વ્રત કરવાનું છે. એટલે તે બ્રહ્મચર્ય પાલનમાં સહાયક નિવડે છે. વિષય વાસનાનું મૂળ વિચારો અને આલસ્ય પણ છે. વિચારોની અશુદ્ધતા અને કાર્યનો અભાવ, ઉક્ત માર્ગે મનુષ્યને ઘસડી જાય છે.

એટલે બ્રહ્મચર્ય પાલવા ઈચ્છનારે જેમ બને તેમ વિચારો ઉચ્ચ પ્રકારના કરવા તેમજ ઉદ્યમશીલ બની રહેવું. કામ વગરનો માણસ એકાન્તમાં વિકારી વિચારોથી ફસાવાનો પૂરો સંભવ રહે છે, એટલે ઉદ્યમવન્ત જનો એથી બચી શકે છે. પૌષ્ટિક ને અતિ આહાર, એકાન્તવાસ, અશુદ્ધ વિચારો અને આલસ્ય, એ મૈથુનનું મૂળ નિદાન છે. એટલે જ સાધુઓને ક્રિયામાં અને અધ્યયનમાં મસ્ત રહેવાનું કહ્યું, અલ્પાહારી થવાનું કહ્યું અને આત્મવિચાર કરવાનું કહ્યું. આથી ચારિત્ર ઉત્કૃષ્ટ રીતે પળાય છે અને ત્હેનેજ મૈથુન વિરમણ વ્રત કહેવામાં આવ્યું છે.

## ૫ પરિગ્રહ વિરમણ.

પરિગ્રહનો શબ્દાર્થ અને ભાવાર્થ વિગેરે વિચારવા કરતાં પરિગ્રહની જ્ઞાનીઓએ જે વ્યાખ્યા કરી છે, તેજ સમજવી લાભદાયક છે. શાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે કેઃ– "मूच्छा परिग्गहो वृत्तो नातपुत्तेण तायिणा" અર્થાત્ 'જગદ્‌નું રક્ષણ કરનાર શ્રીમન્મહાવીર દેવે મૂર્છાને પરિગ્રહ કહેલ છે.' મૂર્છા એટલે અમૂક વસ્તુમાં આસક્તિ ! આ મૂર્છાથી મહા ત્યાગીઓ પણ કેટલીક વખત બચી શકતા નથી. કારણ કે વસ્તુના સમુચ્ચયને કે વસ્તુબાહુલ્યને આપણે પરિગ્રહ નથી કહેતા પરન્તુ ત્હેમાં મમત્વ અને આસક્તિ,

એ પરિગ્રહ છે. ગૃહ છોડે, સંસાર છોડે, જનસંગ છોડે અને એકાંત વાસ સેવે તે છતાંય જો ઝીણામાં ઝીણી વસ્તુમાં મમત્વ ભાવ હોય તો તે પરિગ્રહ જ છે. અને શહેરમાં રહેવા છતાંય અને વસ્ત્રાદિ પરિગ્રહ છતાંય નિર્વિકાર બુદ્ધિ કે નિર્મળ દૃષ્ટિ હોય તો ત્યાં પરિગ્રહ વિરમણ વ્રત છે, એમ કહી શકાય. અને પરિગ્રહ જેમ જેમ વધે છે તેમ તેમ ત્હેના પ્રત્યે આસક્તિ ને મમત્વ પણ વધે જ છે. અને માટે શાસ્ત્રકારોએ કહ્યું છે કે—**अहममेति मन्त्रोऽयं मोहस्य जगदान्ध्यकृत्** ' હું અને મારૂં એ બે વસ્તુઓ જગત્‌ને છતી આંખે આંધળું બનાવનાર છે. વળી **लाभाल्लोभः प्रजायते ॥** લાભથી લોભ ઉત્પન્ન થાય છે. એટલે પરિગ્રહ વધારવાથી મનુષ્યને આત્મશાંતિ મળતી નથી અને ત્હેના કરતાંય વિશેષ કષ્ટદાયી તો એ છે કે, પરિગ્રહ તૃષ્ણાને વધારી મૂકે છે. મનુષ્યને અધમ માર્ગે પહોંચાડનાર તૃષ્ણા છે. તૃષ્ણા, એ બેડી છે. તૃષ્ણાનો ગુલામ, તે જગત્‌નો ગુલામ બને છે. જગત આખું તૃષ્ણામય છે. કોઇનામાં પૈસાની તો કોઈનામાં માનની પણ તૃષ્ણા છે. અને તૃષ્ણા છે ત્યાં આત્મસંતોષ નથી, પરિગ્રહ મેળવવો જેમ મુશ્કેલ છે, તેમ ત્હેને સાચવવો પણ દુષ્કર છે કારણ કે મેળવવામાં અને સંરક્ષવામાં માલીક નિરંતર ચિંતાતુર રહે છે. અને તેથીજ સં-

સારનો સમ્રાટ્ કે ભીખારી કોઈ સુખી નથી. ત્યારે સુખી કોણ ? સંતોષી ! ઘણાય પોતાની જાતને સંતોષી કહેવડાવે છે પણ તેઓ કેટલીક વસ્તુઓમાં આસક્ત હોય છે એટલે સંસારથી વિરક્ત બનેલોજ ખરો સંતોષી કહી શકાય. શરીર ઉપરની મૂર્છા, એ પણ પરિગ્રહજ છે. એટલે ખરો ત્યાગી જેમ બાહ્ય અથવા જડ જગતમાં રાચતો નથી તેમ શારીરિક સૌન્દર્ય વધારવાને પણ દોડતો નથી અને જ્યારે આવી વિરક્ત વૃત્તિમાંજ રમણતા અનુભવે છે ત્યારે ખરો ત્યાગી થઈ શકે છે અને ત્યારેજ તે રસ, ઋદ્ધિ અને શાતા ગારવમાં મુંઝાયા વિના પાર ઉતરી શકે છે. માટે મનુષ્યે જેમ બને તેમ મૂર્છા ઓછી કરવી જોઇએ. સાધુને માટે આ મહાવ્રત છે અને ગૃહસ્થે પણ એની મર્યાદા બાંધવાની છે. રાત્રિ ભોજન વિરમણ વ્રત, એ તો દેશવિરતિ અને સર્વ વિરતિ માટેનું હોઇ તેમજ જાણીતું હોઈ અત્રે લખવું જરૂરી નથી ધારતો.

## ઉપસંહાર.

આ પાંચ મહાવ્રતો, એ સર્વજન માન્ય વિષય છે. સંસ્કૃતમાં પણ એક સ્થલે કહેલ છે કે—

पंचैतानि पवित्राणि सर्वेषां धर्मचारिणाम् ।
अहिंसासत्यमस्तेय—त्यागो मैथुनवर्जनम् ॥

અર્થાત્ ‘ અહિંસા, સત્ય, અસ્તેય, ત્યાગ, અને પરિગ્રહ—એ પાંચ સર્વ ધર્માવલંબીઓને માટે પવિત્ર છે—આદરણીય છે.’ અને આપણે નિહાળી ગયા કે આ પાંચેય સદ્ગુણો જેમ આત્મિક દૃષ્ટિયે લાભદાયક છે, તેમ બાહ્ય દૃષ્ટિએ કિંવા લૌકિક દષ્ટિએ પણ ફાયદા દેનારા છે. જેટલે જેટલે અંશે આ સદ્ગુણો મનુષ્યમાં પરિણમેલા હોય છે, તેટલે તેટલે અંશે તે વિશેષ માંનનીય બને છે. આ સદ્ગુણો જીવનમાં ઉતરતાં મનુષ્ય વાસ્તવિક રીતે દૈવી બની જાય છે. અને પાશવિક વૃત્તિઓમાં જીવન ગુજારનાર આકારે મનુષ્ય છતાં પશુરૂપ બની રહે છે. જે કોઇપણ જીવને મારવા ઇચ્છતો નથી, અસત્ય બોલતો નથી, ચોરી કરતો નથી, વ્યભિચાર કે મૈથુનથી વિરક્ત રહે છે અને જે નિર્મળ બની ગયો હોય છે, ત્હેને દેવો પણ નમસ્કાર કરવાને લલચાય છે. આ વસ્તુઓનું સર્વથા પાલન કરનારો સાધુ કહેવાય છે. અને આપણે ઉપરના લખાણમાં નિહાળી ગયા કે, સાધુ થનારને એ પાંચ મહાવ્રતો તથા રાત્રિભોજન વિરમણ વ્રત ઉચ્ચરાવવામાં આવે છે. આ વસ્તુઓનું તે યથાશક્ય ગુરૂની આજ્ઞામાં રહી દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ અનુસાર પાલન કરે છે. અને આવાને સર્વ વિરતિ એટલે કે સર્વ સાવદ્ય પ્રવૃત્તિઓથી અટકેલો કહેવામાં આવે છે.

## હું સાધુ કેમ થયો ?

આવું સર્વ વિરતિ જીવન ગ્રહણુ કરવાથી અનેક ભવોમાં કરેલાં પાપોનું પ્રક્ષાલન કરી શકાય છે. તેમજ ઉત્તમ ચારિત્ર પાળીને મુક્તિનો માર્ગ સુલભ બનાવી શકાય છે. આ તે ચારિત્ર છે કે, જકેને પાળીને અનન્તા આત્માઓ મુક્તિ વધૂને વર્યા છે અને વરશે. ચારિત્રથીજ આત્માનો ઉદ્ધાર છે. ચારિત્ર રહિત જીવ સંસારના ચકરાવામાં ભવભ્રમણુ કર્યે જ જાય છે. ભવદાવાનલ બુઝાવવાનો આ એક અમૃત તુલ્ય મેઘ છે. એની વૃષ્ટિથી એ શમે છે. અને આત્મા નિરંજન નિરાકાર સ્વરૂપને પ્રાપ્ત કરે છે એટલે મ્હને પણુ એજ ભાવના થઇ કે, આવું ઉત્તમ સર્વ-વિરતિ ચારિત્ર ગ્રહણુ કરૂં. એ નિશ્ચય કર્યા બાદ કેટલાકોના પત્રો આવ્યા, તેમાંના ઘણાનો ઉત્તર આવી ગયો છે અને બાકી હશે તો સમયે આવશે. હાલ તો અત્રે જ વિરમવું સમુચિત ભાસે છે.





# જૈન યુવાનને !

ઓ જૈન સમાજના અદ્વિતીય નુર ! ઓ શાસનોદ્યાનના ઉત્તમ કુસુમ ! યુવાનીના આંગણેથી અખીલ અવની ઉપર આશોના પુર વહેવરાવનાર ઓ યુવાન ! તું બહાર આવ. એ સૃષ્ટિના આમેરંગી સૌંદર્યથી જરા અળગો થા અને મનુષ્યજીવનની સાર્થકતાનું ભાન કર. જો ! તારી આગળ આ ધર્મધ્વજ પડયો છે તેને હસ્તમાં લે, કદાચ પડી જાય માટે તપ, અહીંસા અને સહિષ્ણુતાની સુવર્ણ દોરીએ તારે હાથે બાંધ અને એવો ફરકાવ કે જૈન સમાજનું એક એક અંગ તેની ઘોર નીંદ્રામાંથી જાગે, પોતાની જવાબદારી સમજે, વડીલો પ્રત્યેનું ઋણ આપે અને ધર્મ પ્રત્યે પોતાના પ્રાણ પાથરતા શીખે. આજ તારા ઉપર જૈનસમાજ ચક્ષુ ઢાળી રહ્યો છે, જો તું એને નીરાશ ન કરતો !

વા.